શ્રી,

# આત્મશક્તિ પ્રકાશ.

(સ્તવનાવળી.)



યોજક,

મુનિરાજ શ્રીલબ્ધિવિજયજી.

ॐ શ્રી ગુ રૂ આ ત્મા રા મ

॥ श्री वंदेवीरम् ॥

॥ શ્રીમદ્વિજયાનન્દસૂરિભ્યોનમઃ ॥

# શ્રી આત્મશક્તિ પ્રકાશ.

શ્રી ન્યાયાંભોનિધિશ્રીમદ્વિજયાનંદસૂરીશ્વર
(શ્રી આત્મારામજી મહારાજ) શિષ્યોપાધ્યાય
શ્રીમદ્ લક્ષ્મીવિજયજી શિષ્ય શ્રી કુમુદવિજયજી
શિષ્ય શ્રી હીરવિજયજી મહારાજજીના લઘુ
શિષ્યમુનિરાજશ્રીલબ્ધિવિજયજી

(દુહો)

જીવ જીવનનો સાર છે, આતમ ગૃહ સુખવાસ.
જીન ગુણ ગાયન તાનમાં, "આત્મશક્તિ પ્રકાશ."

સંશોધક.

મુનિશ્રી રત્નવિજયજી મહારાજ

છપાવી પ્રસિદ્ધ કરનાર

સગરામપુરાના સદ્ગૃહસ્થો તરફથી-સુરત.

પ્રથમાવૃત્તિ. પ્રત. ૧૫૦૦

વીરસંવત. ૨૪૪૬. વિક્રમ સંવત. ૧૯૭૬. આત્મસંવત. ૨૪

કીંમત અમૂલ્ય

૯૫૩૮

# પ્રસ્તાવના.

આ પુસ્તક મુનિરાજ શ્રી પંજાબી હીરવિજયજી મહારાજના શિષ્ય મુનિ શ્રી લબ્ધિ વિજયજી મહારાજે જનસમાજના ઉપકાર માટે તેઓએ પોતાના વિહાર દરમ્યાન જે જે સ્થળોએ તિર્થયાત્રા પ્રભુ ભક્તિ કરી છે, તે તે સ્થળોમાં બિરાજમાન પરમાત્માના સ્તવનો વિગેરેની રચના સમયે ચિત્ત કરેલીછે.

એકંદર રીતે આ અધ્યાત્મક પુસ્તક વાંચવા, મનન કરવા યોગ્ય હોવા ઉપરાંત નિર્જરાના એક સાધનભૂત હોવાથી તે પ્રમાણે ભવ્ય જનો તેનો ઉપયોગ કરશે, તો રચનારનો હેતુ સફળ થયો મનાશે.

ઉક્ત મુનિરાજની આકૃતિને પ્રસિદ્ધ લાવવામાં તેમના શિષ્ય મુનિરાજ શ્રી રત્નવિજયજીના સદુપદેશથી–સદ્ગૃહસ્થોની સહાય મળવાથી તેમનાજ ઉદ્દેશથી આ પુસ્તક શાસ્ત્રી ઉપરથી ગુજરાતી પ્રથમાવૃતિ છપાવી પ્રસિદ્ધ કરવામાં આવી છે. અને મદદ કરનાર સદ્ગૃહસ્થોના નામો સાથે આપવામાં આવ્યાં છે.

આ પુસ્તક છપાવતાં પ્રેસદોષ વિગેરેની ખામીને લઇને છેવટે શુદ્ધિ પત્ર આપવામાં આવ્યું છે. છતાં પ્રમાદકે એવા બીજા દોષોને અંગે કોઇ સ્થળે ભુલ માલમ પડે તો, તે જણાવવા તસ્દી લેશો. તેને માટે ક્ષમા યાચીએ છીએ. બીજીઆવૃત્તિમાં સુધારો કરવામાં આવશે. અને સુધારીને વાંચવા પ્રયત્ન કરશો એવી ભલામણ છે. આ પ્રેસ કોપી કરવામાં શા. કાળીદાસ રાયચંદ (નગોડકર) તથા માસ્તર–જીવણજી દુર્લભજીએ પણ પોતાના અમુલ્ય વખતનો લાભ આપેલો છે.

લી૦ પ્રસિદ્ધ કર્તા.

# આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોના નામો.



| નકલો | નામ |
|---|---|
| | સગરામપુરા. |
| ૧૦૧ | શા. ડાહ્યાભાઇ ધનજી |
| ૧૦૧ | શા. નેમચંદ નાથાભાઇ |
| ૧૦૧ | શા. રાયચંદ મોતીચંદ |
| ૧૦૧ | શા. ધનરાજ ઝવેરચંદ |
| ૫૧ | શા અમીચંદ મોતીચંદ |
| ૫૧ | શા. રાયચંદ અમીચંદ |
| ૫૧ | શા. લલ્લુભાઇદેવાજી |
| ૫૧ | શા. લલ્લુભાઇ વીરચંદ |
| ૫૧ | શા. ઝવેરચંદ પદમાજી |
| ૫૧ | શા. છોટુભાઇ દીપચંદ |
| ૫૧ | શા. ઉમેદચંદ ખીમચંદ |
| ૫૧ | શા. હીરાચંદ મુલચંદ |
| ૫૧ | શા. ખીમચંદ કપુરચંદ |
| ૨૫ | શા. હંસરાજ શામજી |
| ૨૫ | શા વનાજી ગમનાજી |
| ૨૫ | શા. મગનલાલ ઝવેરચંદ |
| ૨૫ | શા. લલ્લુભાઇ રતનજી |
| ૨૫ | શા. લાલચંદ રતનચંદ |
| ૨૫ | શા કરમચંદ જીવણજી ભીમરાડ હ. લાલચંદ |
| ૨૫ | શા. ધનજી અમરાજી |
| ૨૫ | ભાવસાર. ઉત્તમચંદ ધરમચંદ |
| ૨૫ | ભાવસાર. ડાહ્યાભાઇ બેચરદાસ |
| ૨૫ | ભાવસાર. મગનલાલ ઘેલાભાઇ |
| | હરિપુરા—સુરત. |
| ૫૧ | શા. ભુખણદાસ ફુલચંદ |
| ૫૪ | શા. ઘેલાભાઇ કપુરચંદ ગોળવાળા |
| ૧૧ | સાલવી. ચુનીલાલ દામોદર વૈદ્ય |
| ૧૫ | શા. ભીખાજી ભુતાજી |
| ૧૦ | શા. ઉમાજી વાધાજી |
| ૨૫ | શા. હરજીભાઇ ડાહ્યાભાઇ |
| ૨૫ | શા. સેરાજી ધનાજી આભા |
| ૩૧ | શા. જીવણજી હીરાજી ભીમરાડ |
| ૧૧ | શા. ઉમેદચંદ શિવરામજી ,, |
| ૧૧ | શા. પાનાચંદ કરમચંદ હ. શા. ઉમેદચંદ ખીમચંદ ભીમરાડ |
| ૫ | શા. રાયચંદ મેઘાજી નગોડવાળા |
| ૫ | શા. ચુનીલાલ મોતીચંદ |



શા. ખુબચંદ અમીચંદના ધી સુરત જૈન એન્જીન પ્રીન્ટીંગ પ્રેસ
( બ્રાંચ ) ઠે. કણપીઠ બજાર સુરતમાં પ્રભુશંકર
નરભેરામ વ્યાસે છાપ્યું.





છપાવી પ્રસિદ્ધ કરનાર સગરામપરાના સદ્‌ગૃહસ્થો તરફથી
શા૦ કાલીદાસ રાયચંદ નગોડકરે સગરામપરા
છાપગર શેરીમાંથી પ્રસીદ્ધ કર્યું છે.



સર્વજ્ઞાય નમઃ

અર્હં.

# શ્રી આત્મશક્તિ પ્રકાશ.



## મંગલાચરણ.



### દોહા.

પ્રથમ મંગલ જિનરાજનું બીજું મંગલ ગુરૂ નામ,
જૈન ધર્મ ત્રીજું કહ્યું, ચોથું સરસ્વતી ધામ. ૧
નિર્વિઘ્નપણું આપજો, સેવકના શિરતાજ.
ચારો મંગલ મનવસ્યા, સાધુ વાંછિત કાજ. ૨

---

રાગ. ચારો મંગળ ચાર આજ મારે.

આનંદનો દિન સાર, હવી મહારે આનંદનો દિ. ટેક.
જિનગુણ ગાવા, કર્મ ખપાવા,
હું થયો હોંશીઆર. હવી મ્હારે. ૧

તે કારણ જયવંતી માતા;
સરસ્વતી દ્યો મતિસાર. દેવી મ્હારે. ૨
મતિ પ્રભાવે જિનચોવીશના.
ગુણ ગાઉં શ્રીકાર દેવી મ્હારે. ૩
પુણ્યવંત પ્રભુ ત્રિભુવન ઈશ;
અતિશય પારાવાર. દેવી મ્હારે. ૪
એકસરીખા જિનવરગુણી
ભવોદધિ તારણહાર. દેવી મ્હારે. ૫
દેવ નિરંજનભવિમનરંજન;
દોષ નિકંદન હાર, દેવી મ્હારે. ૬
સકલ મનોરથ સાધન માટે;
શ્રી જિન આણાધાર. દેવી મ્હારે. ૭
જિન વર જાપે મંગાલિક માલા,
ગુણ સ્મરણ શિવકાર. દેવી મ્હારે ૮
અંતર યામિ ગુણ અનંતા,
ગાઉ શક્તિ અનુસાર. દેવી મ્હારે. ૯
મતિ પ્રસાદે આતમ-લબ્ધિ;
પામું જય જયકાર. દેવી મ્હારે. ૧૦



# ૧. શ્રી આદીશ્વરનું સ્તવન.

## રાગ ભર્તૃહરિની ચાલ.

આદીશ્વર જિન પ્રણમીયે, પ્રગટે પુણ્ય પ્રતાપ.
વંદન સેવન સુખકરૂં, ત્રુટે કરમ સંતાપ
રિષભ જિણુંદ પ્રભુ તારજો—ટેક.

નાભિનરેશ્વર કુલમણિ, મરૂદેવીના નંદ;
ત્રિભુવન લોક સેવકા તારા, ભક્તિ કરે આનંદરે. રિ. ૧

જુગલા ધર્મ નિવારકો, પ્રથમ નરેશ્વર ધ્યારારે;
પ્રથમ મુનિજીનરાજજી, ભવિ-જીવને તારનારારે. રિ. ૨

સિદ્ધ ગીરી ઉપર આવીઆ, પૂર્વ નવાણું સ્વામીરે;
તીરથનો મહિમા કહી, અનંત ગુણી ગુણધામીરે. રિ. ૩
કેવલ રત્ન શ્રી માતને, આપ્યું પ્રથમ સુખસિદ્ધિરે;
નિજકુટુંબને સુખી કર્યા, દીધો અચલ ગુણ વૃદ્ધિરે. રિ. ૪

પંચમકાલે હું થયો, હલાહલ પરીનામીરે,
પાપ અનેક અંતર વસ્યા, સુખ નથી લવલેશ સ્વામીરે રિ. ૫

નાથ તને મેં ઓળખ્યા, ઓળખ્યો, જૈન ધર્મરે;
આતમગુરૂને ઓળખ્યો. જાણ્યા શુભાશુભ કર્મરે. રિ. ૬

તોપણ અંતર-શુદ્ધિને, નથી કરી શકતો દાસરે,
ભાવના મનમાં ઘણી રહે, સેવવા ધર્મની વાસરે. રિ. ૭

માટે શરણું છે આપનું, મૂકું નહિ કોઇ વારરે;
આત્મ શક્તિ આપશો, મહેર કરી એકવારરે. રિ. ૮
કૃપા થશે જો તાહરી, ફલશે સકલ મુજ આશરે;
વિજય લબ્ધિ શુભ આત્મા, પામશે અચલ નિવાસરે; રિ. ૯



## ૨. શ્રી અજિતનાથનું સ્તવન.

(હાંરે મારે ઠામ ધરમના સાડાપચ્ચવીશ દેશ જો એ રાગ.

હાંરે મારે અજિત જિનંદશું, જાગ્યો પુરણ પ્રેમ જો.
પ્રેમ વધે હું સુરગીરી, કલ્પતરૂ સમારેલોલ. ટેક.
હાંરે મારે પ્રેમ કહ્યો છે, શાસ્ત્રે કર્મના બંધજો;
કર્મના બંધે જીવરખડે, સંસારમાંરે લોલ. ૧
હાંરે માંરે સંસાર અસાર, બહુ દુઃખની છે ખાણુજો;
તે ખાણે હું વાર અનંતી, રૂલીયોરે લોલ. ૨
હાંરે મારે રૂલતા રૂલતા તોહી ન પામ્યો અંતજો,
અંત લહ્યો મેં તજી સ્વારથના, પ્રેમનેરે લોલ. ૩
હાંરે મારે પ્રેમ કહ્યો જિન મતમાં, પ્રશસ્તા પ્રશસ્ત જો;
અપ્રશસ્તાથી ચારો ગતિમાં, દુઃખ લહ્યારે લોલ. ૪
હાંરે મારે લહ્યા અતિશે, સુખ પ્રશસ્તે સારજો;
સાર પ્રભાવે થઇ તે કર્મની, નિર્જરારે લોલ. ૫
હાંરે માંરે કર્મ નિર્જરે પ્રગટે, આતમારામજો;
આતમરામે વિજય શક્તિ, શ્રી શિવ ધણીરે લોલ. ૬



## ૩. શ્રી સંભવનાથનું સ્તવન.

( સમેત શિખરગીરી વંદીએ—એ રાગ )

સંભવ જિનવર વંદીએ, સંભવ સુખના દાતારે:
સંભવ નામને જે જપે, સુકાળ હોય જગત્રાતારે. ટેક.

વિમલ વાહન નૃપ ભવે, પર્યુષણ પર્વ માંહીરે;
સંઘની ભક્તિ કરી ઘણી, મનતન વચન ઉત્સાહીરે. સં. ૧
ઉત્તમ જિન પદવી લહી. દક્ષિણ ભરતમાં જ્યારોરે;
જિતારી નૃપ નંદનો, નયરી સાવથ્થી મોઝારોરે. સં. ૨
દુષ્કાળને દુરે કર્યો, થયો સંભવ સુકાલોરે;
યથાર્થ નામ સ્થાપીયું, ગુણી સંભવ જગપાલોરે. સં. ૩
છાંડયો અસ્થિર સંસારને, રાજકુટુંબ વરરાણીરે;
તપજપ સાધી કેવલ લહ્યું' તાર્યા બહુ જગ પ્રાણીરે. સં. ૪
સંઘ ચતુર્વિધ સ્થાપીને, શિખરગીરી નિર્વાણુરે;
સહસ્ત્ર મુનિવરના સંગે, પામ્યા સદાનંદ ખાણુરે. સં. ૫
આધિ-વ્યાધિ-ભંજક પ્રભુ, પુરે વાંછિત વરદાનીરે;
દીજે પરમાતમ લબ્ધિ; યાચકને મુક્તિ સ્થાનીરે. સં. ૬

## ૪. શ્રી અભિનંદન સ્વામીનું સ્તવન.

---

( જયજયવંતી. એ રાગ )

અભિનંદન પ્રભુ જીનવર દેવા,
કર સ્મરણ ભવિ શિવફલ લેવા. ટેક.

ઉત્તમ ધણી જો માથે કરીએ, તેની આજ્ઞામાં નિત નિત રહેવા,
ઉધમવંતો પૂરણ પ્રેમે, ભક્તિ કરી હોય એના જેવા, અ. ૧

આતો સાહેબ છે સર્વથી મોટો; નહિં એના સમ ધણી જગદેવા;
પુર્વ સુકૃત જોગે મળીઓ આળસ મૂકી વિવિધ કર સેવા. અ. ૨

સંસારના જે સુખડાંચાહો તે મલશે ભરપુર ઝટ મેવા,
અભિલાષા જો વિરક્તપણાની તો કરશે સહુ ભવદુ:ખ ખેવા અ. ૩

કલ્પતરૂ ચિંતામણિ પરખો, પૂરે મનોરથ ચિંતા ચૂરેવા;
અતિશય વંતા ગુણી અનંતા, પૂરણ પ્રતાપી દેવાધિ દેવા અ. ૪

ચતુર્વિધ સુરપતિ ચક્રવર્તિ પૂજે, જુઓ જુઓ સહુથી
અધિક છે કેવા;
વંદન પૂજન સ્મરણ ધ્યાને કરી લીજે આતમ લબ્ધિ મેવા અ. ૫



## ૫ "શ્રી સુમતિનાથજિનસ્તવન"

( અભિનંદન જિન દર્શન તરશીયે. એ રાગ. )

સુમતિ જિનેશ્વર સાહેબ સાંભળો, સુમતિતણા ગુણ આપો રે,
સુમતિ પ્રગટે તુજ સેવક ભણી, તો નાસે અનંત સંતાપોરે સુ.૧
સુમતિ પ્રભાવે કુમતિ નાસતી તે સંગી પાપ અનંતરે;
અષ્ટાદશ જે પાપ મોટકાં થયે નિર્બળ નાસંતરે. સુ. ૨
સુમતિથી સુબુદ્ધિ ઉપજે, વિવેક દીપક ઘટ માંહિરે;
જાગે અંતરતમપટ જાવે, પ્રગટે જે ગુણ ત્યાંહિરે. સુ. ૩
પંચ પરમેષ્ઠીના જે ગુણ કહ્યા, તે દેખું તત્કાલરે;
જ્ઞાનાદિક ગુણ દાસને ઉપજે, તો થઇએ ઉજમાળરે. સુ. ૪
ઉદ્યમ કરીને આતમ સાધશું, શુદ્ધ કરી મન વચકાયરે;
ચેતન નિર્મળ હોય પરમાત્મા. વિજય લબ્ધિ શિવ થાયરે સુ.૫



## ૬ શ્રી પદ્મપ્રભુજીનું સ્તવન.

( ધીરવારે ગુણ તુમ તણા એ રાગ )

પદમ પ્રભુ જિન રાજજી, સેવો ભવિ જન વૃંદોરે;
લીલા માત્રથી પામશો, સુખ અને પરમાનંદોરે. ટેક.
પદ્મ સમૂહ સમાન છે, સુંદર કાન્તિ કાયારે;

લાલ વરણુ શુદ્ધ દીપતી, સજ્જન મોહિની માયારે. પ. ૧
દોહલો માતાને ઉપન્યો, સુવા પદમની સઈઆરે;
ઇંદ્ર મહારાજે પુરીઓ, સિદ્ધ મનોરથ માયારે. પ. ૨
પદમ પ્રભુ વરનામને, સ્થાપી પ્રસિદ્ધ જગ સ્થાયારે;
ચિન્હ છે દક્ષિણુ સાથલે, પદમ મનોહર છાયારે. પ. ૩
ધણી નગરી કોશાંબીનો, પીતા શ્રીધર રાયારે.
જસ સુસીમા માતજી, અઢીંસે ધનુષની કાય રે. પ. ૪
ત્રીશ લાખ પુરવતણું, આયુ છે સુખ દાયારે,
તજી રાજને વ્રત લેઈ, થઈ કેવલ ભવિતાર્યારે. પ. ૫
મોક્ષ સમ્મેત શિખરગીરી, પહોંચ્યા સેવે સુર પાયારે
સેવક આતમશક્તિને, યાચે દો નિર્માયારે. પ. ૬



## ૭. શ્રી સુપાર્શ્વનાથનું સ્તવન

(પદમ પ્રભુ જયકારાજીમનમોહનગારા. પરજ રાગ.)

શ્રી સુપાર્શ્વજી નંદાજી, જગ આનંદ કારા. ટેક.
આપ સમો દુઃખ છેદનહારા. ન દીસે જગદાધારાજી. જ. ૧
તબ સેવકના ચેતન ઠરશે, જબ મહેર થશે એકવારાજી. જ. ૨
માયા મમતા કામને ક્રોધ, લોભ નિકંદન હારાજી. જ. ૩
રાસભ કર્મનું મુળછે કુમતિ, પાપની દુર નિવારાજી. જ. ૪
મન મરકટ અતિ આતમ વેરી, જો વશ કરો શ્રેયકારાજી. જ. ૫.
જીતી કર્મને આતમ લબ્ધિ પામસેં તુમ ઉપગારાજી. જ. ૬

## ૮ શ્રી. ચંદ્રપ્રભુનું સ્તવન

રાગ ગોડી.

ચંદ્ર પ્રભુ જીન સ્વામી. સમરભવિ. ટેક.

ચંદ્ર પુરીનો નરપતિ સોહે, મોહે જગત જનનામી. સ. ૧
મહસેન મહિપતિ નસકુલ દિનકર, ચંદ્ર લાંછિત ગુણધામી સ.૨
ઉજ્વલ શ્વેત વરણની કાંતિ, અનંત અતિશે ગામી. સ. ૩
ત્યાગી વીતરાગી દેવાધિદેવા, નિરંજન આરામી. સ. ૪
ત્રિભુવનમાં પ્રભુ તુમ સમ કોઈ, દેખ્યા ન અંતર જામી.સ. ૫
સુરગણ નરગણ ઇંદ્રગણ સેવે મુક્તિ ભાવના કામી. સ. ૬
લક્ષમણા દેવીનો નંદન મંડન, ધર્મ ધ્વજા એક જામી. સ.૭
આતમ શક્તિ ચિહ્ન ગુણ લેવા, વંદો ચિંતામણી પામી. સ.૮



## ૯ શ્રી. સુવિધિનાથનું સ્તવન

( પુષ્કખલ. વઇ. વિજયે જયોરે. એ રાગ. )

જીણંદજી સુવિધિપણું. મુજ આપ. ટેક.

સુવિધિ જીનેશ્વર સાહિબારે, તું પ્રભુતારણહાર;
તન મનમોહન સત્ય દેવારે, ત્રિભુવન પ્રાણ આધાર. જી. ૧
સમ્યક્ દર્શનની વિધિરે, મુક્તિતરૂ શ્રીફલ;
તરૂ વિના તે નવિ લહુંરે, શ્રદ્ધા વિના નિષ્ફલ. જી. ૨

ઉત્તમ જ્ઞાન ચક્ષુ વિનારે, અંધો અંધ અજ્ઞાન;
મુક્તિ પંથ નવી ઓળખ્યોરે, જેમ અંધોને અજાણુ. જી. ૩

ચારિત્ર ક્રિયા કેમ કરૂંરે, નહિ દર્શનને જ્ઞાન;
તપ જપ ધ્યાન નિષ્ફલારે, અંતર કષાય અજ્ઞાન. જી. ૪

વિધિ સંપૂર્ણ સાધનારે, યાચું છું પુષ્પ દંત;
નેક નજર કરી આપશોરે, ગુણાકર શ્રીમંત. જી. ૫

સુવિધિ ત્રણ રત્નનેરે, સાધીશ આત્માનંદ;
મુક્તિ તરૂ શ્રીફળ અસ્વાદે, ભવકરમ નીકંદ. જી. ૬

સુગ્રીવ નૃપ કુલ મંડણારે, જયજગદીશ ગુણ ધામ;
આતમ લબ્ધિ સુખ પામશેરે, આપ પશાય ગુલામં. જી. ૭



## ૧૦ શ્રી શીતળનાથજીનું સ્તવન.

( સુણ જીનવર શેત્રુંજા ધણીજી. એ રાગ. )

શીતળ જિનવર વિનતિજી, સ્વીકારો અરદાસ;
નિજ સેવકની ઉપરેજી, રચો કૃપાનો વાસ. જિ. ૧

જિનેશ્વર તું પ્રભુ દીનદયાલ, સમદૃષ્ટિ જગપાલ. જિ. ટેક.

ભવઅટવી ક્રોધાનલેજી, દાવાનલથી અધિક,
ચિંતા ચિતાથી અતુલી, લોકવ્યવહારે બીક. જિ. ૨

જાજલમાન રહે સદાજી, તેમાં બળું જગદીશ;
જેમ તેમ કરીને આવીયોજી, તુજને નમાવ્યું શિશ. જિ. ૩

કુકર્મને કુધર્મનેજી, મુકીને તુમદાશ;
શરણાંગતના દાહનેજી, શિતલ કરો ગુણરાશ. જિ. ૪
ચંદ્રમાં ગુણ શિતલોજી, કહ્યો વળી ચંદન સાર;
તેથી અનંત ગુણ તુજમાજી, ભવોભવ તાપ નિવાર. જિ ૫
દ્રઢરથને નંદા તણોજી, નંદન શ્રી વત્સચિન્હ;
શીતલતાએ આત્માજી શિવશક્તિ ગુણ ગૃન્હ. જિ ૬



## ૧૧ શ્રી શ્રેયાંસનાથનું સ્તવન.

( અબતો પાર ભયે હમ સાધુ એ રાગ )

શ્રી શ્રેયાંસ જિનેશ્વર દેવા, શ્રેયાસ પાચુ પ્રણામ કરીને. ટેક
શ્રેયસ વિના બહુ પાપથી પીડયો, નરક નીગોદે દુઃખ સહ્યોરે;
તિર્યંચ ગતિમાં પરવશ થઇને, ગતિ અનાર્ય મનુષ્ય
થયો રે. શ્રી. ૧
વર્જિત ધર્મને પાપ કર્મમાં, યોનિ અનેકમાં ખચીત ભમ્યોરે,
દુઃખની શ્રેણી લાખ ચોરાશી,ભટકયો યોની વિફલ ગયોરે. શ્રી ૨
ભવ અનંતા ભટકિને વાલા, કર્મ નિર્જરા નિષ્કામ થઈ રે;
દેશ આરજને ઉત્તમ કુલમાં, જન્મીને સુદ્ધ ધર્મ મઈ રે શ્રી. ૩
તે કારણ મેં શ્રેયસ નિરખ્યો, પરખ્યો પણ તે નહી કનેરે;
કર કિરપા તું અખુટ ખજાનો, દો કિંચિત પ્રમોદ મનેરે. શ્રી. ૪
શ્રેયસથી શ્રેયસ નિપજે. કણથી જેમ કણ નીપજે

પ્રભુ શ્રેયસની આશા પુરો તો મુજ મન દ્રઢ શ્રધ્ધેરે રે શ્રી.૫
જનમ જરાને મરણુ તણાજે, દુઃખને ભવનો અંત કરૂંરે;
આતમ શક્તિ શ્રેયસવૃદ્ધિ, વિજયલબ્ધી શિવનાર વરૂરે શ્રી.૬



## ૧૨ શ્રીવાસુપૂજય-સ્વામીનુ સ્તવન.

( શબ મેં જ્ઞાનવંત બડવીર એ રાગ )

પૂજો પૂજો શ્રી ભગવાન, દાતા સુખ સંપતનિર્વાણ. ટેક.
વાસુ પૂજય જિનેશ્વરનામી, જગજિવન કરૂણા નેધિપામી;
મિથ્યા તિમિર ભંજન જગ ભાણુ ..............પૂજો. ૧
જિન પ્રતિમા જિન સરખી જાણો, સુત્ર ઉવાઇ પાઠકોમાનો;
નિત પૂજે સુરનર નિજ સ્થાન.................. પૂજો. ૨
આશો ચૈતર તીન ચોમાસી, પર્યુંષણુ પર્વ સુખ રાશિ,
એ સુત્ર અઠાઇમાન.................................પૂજો. ૩
બાર કલ્યાણ કદી નમનો હારી, સાશ્વતા શાશ્વત ચૈત્ય જુહારી;
ભાવે ભક્તિ કરે બહુમાન.........................પૂજો. ૪
માહાનિશીથે દોય પ્રકારી, દ્રવ્ય ભાવ શ્રાવક સુખકારી;
પૂજા ભાવે મુનિવરમાન..........................પૂજો. ૫
જૈન સિદ્ધાંત અનેક સુહાયા, સજ્જન પાઠ દેખો ચિતલાયા;
ત્યાગી પક્ષપાત અભીમાન.........................પૂજો. ૬
શ્રીજિન આજ્ઞા ધર્મ સોહાના, ભવસાગરમે ઝાઝ સમાના;
શ્રી આતમ લબ્ધિ વરદાન..........................પૂજો. ૭

## ૧૩ " શ્રી વિમલનાથનુ સ્તવન. "

( મારૂ મન મોહ્યુંરે શ્રી સિદ્ધાચલેરે. એ રાગ. )

શરણુ મેં લીધું રે, વિમળજી નંદજીરે સેવક છું નહીન,
વિમલતા દીજે રે,
શ્રી કરૂણા નિધિરે તો હોય દાસ પ્રવીણ શરણુ. ૧

વિમલ વિનારે મેલો આત્મારે, અતિશય છે દુર્ગંધ
જે જે સ્થાનેરે,
જાઉં નામલેરે, તુમ સરિખાનો સંબંધ શરણુ. ૨

ચારોગતી માંહીરે, કરમ મલિનતારે, છે ભવ દુઃખની ખાણુ,
ભોગીને આવ્યોરે;
અસંખ્ય અનંતનેરે, હું વિનવું ભગવાન. શરણુ. ૩

વિનતી સ્વિકારોરે, નાથ નિરંજનારે, તુંછે સમરથ દેવ,
ધોવાની ક્રિયારે,
જાણે તું ખરીરે, દર્શાવો સ્વયમેવ. શરણુ. ૪

પ્રભુના પસાયેરે, ધોઈશ આત્મારે, કર્મ મેલ વિનાશ,
આતમ શક્તિરે,
નિર્મલ આત્મારે, જ્યોતિમાં જ્યોત વિલાસ, શરણુ. ૫

તારો ઉપકારરે, ભુલું નહિ કદિરે, તું ઉપગારી શિરતાજ,
વારંવારરે,
પ્રણુમે આત્મારે, લબ્ધિ વિજય મહારાજ. શરણુ. ૬

## ૧૪ "શ્રી અનંતનાથનું સ્તવન."



( સુણો ચંદાજી, શ્રીમંધર પરમાતમ પાસે જાજો. એ રાગ. )

સુણો સાહેબજી, અનંતનાથ મહારાજ અનંતપણું આપીએ,
જગત્રાતાજી, મહેર કરીને સેવકના દુઃખ કાપીએ, ટેક.

જે અજ્ઞાન તિમિરના ભરી આ છે, તે સુમતી સંગતથી ડરીઆ છે,
કુમતિ મતિને વરીઆ છે. સુણો સાહેબજી. ૧

નથી જાણ્યો જૈન ધર્મ સ્વામી, કેમ તરશે તે અંતરજામી,
મોહને મિથ્યાત્વે જામિ. સુણો સાહેબજી. ૨

હું પણ હતો તેવો કાલો, કોઇ ઉત્તમ પુણ્ય કર્યો વ્હાલો,
તો નિરખ્યો મેં પ્રભુ જગપાલો. સુણો સાહેબજી. ૩

સંસાર અનંતો નવી માગું, દુષ્ટ પાપ કર્મથી હું ભાગું,
ભક્તિ પ્રેમે પાયે લાગુ. સુણો સાહેબજી. ૪

અનંત ચતુષ્ટયના સ્વામી, મન રૂચે છે વાંછિત કામી,
આપો ઝટ કરૂણાધામી. સુણો સાહેબજી. ૫

આતમ શક્તિને મન પૂરી, સર્વે દુઃખ કર્મને દ્યો ચૂરી,
તો થાઉં શિવ લબ્ધિ ધૂરી. સુણો સાહેબજી. ૬



## ૧૫ "શ્રી ધર્મનાથનું સ્તવન."

( આવે નહિ મન ઠામરે, જબ લગ. એ રાગ. )

સેવ્યા નહિ જિનરાજરે ચેતન, સેવ્યા નહિ જિનરાજ;
તો તાહરો મનુષ્ય ભવ નિષ્ફલ, જયુ મહેનત વીનું કાજ. ટેક.
ધર્મ જિનેશ્વર ધર્મના ધોરી, ચૌદ ભુવનનો રાજ;
કાજ સુધારે પાપ નિવારે, વળી તોડે કર્મ સમાજ. સેવ્યા. ૧
ધર્મના દાતા દે સુખશાતા, સર્વ સુધારક કાજ;
પ્રભુ નિર્યામક ભવોદધિ તારણ, ધર્મરૂપ છે ઝાઝ. સેવ્યા. ૨
રોગ શોક મીટાવન સ્વામી, વૈદ્ય ધન્વંતરી તાજ;
વંછિત પુરણ સુરતરૂ સરિખો, મલ્યો ચિંતામણી આજ.
સેવ્યા. ૩
વંછિત ચાહો અંતર જામી, સેવો અતિશય છાજ;
શ્રેષ્ટ વિધિને ઉત્તમ ભક્તિ, જોઇને ગ્રંથ સમાજ. સેવ્યા. ૪
દાન શિયલ તપ ભાવના, કહ્યો છે જિન મહારાજ;
સમ્યક્ દર્શન મૂલ વિનાતે, નિષ્ફલ છે શિવકાજ. સેવ્યા. ૫
દર્શન શુદ્ધિ શ્રીજિન આણા, ધર્મ સેવો જિન ભ્રાજ;
આતમ શકિત અચલે મેળવશો, શિવ લબ્ધિ સામ્રાજ.
સેવ્યા. ૬

## ૧૬ "શ્રી શાંતિનાથનું સ્તવન,"

( એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે. એ રાગ. )

શાંત નાથને પુંજો મ્હારા વાલા. ટેક.
શાંતિ નામ છે જગને વ્હાલું, નીત્ય શમરો ભવિ જીવ,
રોગ શોક સંતાપ મટાડે, કરે છે ગિરંજીવ. મ્હારા. ૧
પીડા ભુખ તરસની ટાલે, નિર્ધનીઆને ધન્ન;
વિષ વિષધરનાં વિષ હરીને, કરે છે જીવ પ્રસન્ન. મ્હારા. ૨
વિકટ અટવીને, જલનાથ, પાર લંઘાવે સ્વામ;
જલજલણ સિંહાદિક ચોર, નાસે સંકટ શ્રીનામ. મ્હારા. ૩
ભૂતને પ્રેત ડાકણ શાકણ, રાક્ષસ કિન્નરરાજ;
ઇત્યાદિક દુઃખ અનેરા, તે ભાંજે શિવતાજ. મ્હારા. ૪
શાંતિ ત્રાતા છે જગભ્રાતા, શાંતિ પતિ મોહન દેવ;
એહવા પ્રભુની ભાવે ભક્તિ, કરો નિરંતર સેવ. મ્હારા. ૫
ભવ ભય ભંજકનું ધરો ધ્યાન, મોક્ષમાં શાંતિ ધામ.
અવિચળ આતમ લબ્ધિ પામો, અમર થશે તુજનામ. મ્હારા. ૬

---

## ૧૭ "શ્રી કુંથુંનાથનું સ્તવન."

( રાગ. અંગ્રેજી વાજાનો, )

કુંથું જિનેંદ્ર ચંદ્ર મને તાર તાર તાર;
મહેર કરી દાસને, નિહાળ સાર સાર. ટેક.
અવગુણ મારા જોશો કેમ, લેશો સ્વામિ પાર;
ગુણ તો નથી લેશ, મને તાર તાર તાર. કું ૧

દીન હીન રાંકને કંગાલ ગુનેગાર;
કૃપા કરીને બક્ષો, મને તાર તાર તાર. કું. ૨
પાપીને તો પાપનાં કર્મ છે અપાર;
પુણ્યહિન ધામ, મને તાર તાર તાર. કું. ૩
શક્તિમતિ બુદ્ધિહિન નિગુણો ગમાર,
ધર્મહિન ખાણુ મને તાર તાર તાર. કું. ૪
આત્મશક્તિ શિવલબ્ધિ માંગે યાચનાર.
સાચો જાણી સંચ્યો મને તાર તાર તાર. કું. ૫

---

## ૧૮ "શ્રી અરનાથનું સ્તવન."

(ઘન ઘટા ભુવનરંગ છાયા. એ રાગ.)

શ્રી અરનાથ બ્રહ્મજ્ઞાની, કરો સેવકપર મહેરબાની ટેક.
પ્રભુ શાંત સુધારસખાનાં તુમે તારક છો ભવી પ્રાણી;
સર્વોતમ દેવ દયાલા તારો દર્શન પુણ્ય વિશાલા;
સત્ય પુરણ પ્રેમપ્રદાની, કરો સેવકપર મહેરબાની. શ્રી. ૧
મારાં મન-તન વચન છે પાપી, તે રાત દિવસ સંતાપી;
મન-દોડે નીચ નીચ સ્થાને, તોફાન કરે વરટાણે,
ધર્મ ભ્રષ્ટ કરે અજ્ઞાની, કરો સેવકપર મહેરબાની. શ્રી. ૨
નથી વચન ઠેકાણે સ્વામિ, બોલવાની છે મુજ ખામી;
હું જેમ તેમ છું બકવાદિ, જેમ જગમાં દરેકની લાદી,

તેવી વમે છે મારી વાણી, કરો સેવકપર મહેરબાની. શ્રી. ૩
ખોટે રસ્તે જાય કાયા, પંચેંદ્રિ વિષય મોંહ માયા,
તેમાં ભલા ચેતન ભૂલાયા, તેના હેતુ અનિષ્ઠ પાયા;
મન પાપી વસે ગુણહાનિ, કરો સેવકપર મહેરબાની. શ્રી. ૪
તેર કાઠીઆ નીત નીત તેડે, જાય પાપ અઢારની કેડે;
શુધ્ધ બુધ્ધને ધિરજ નાઠી, પ્રભુ શીગતિ થશે માઠી;
મારો અધમ આત્મા જાણી, કરો શેવકપર મહેરબાની. શ્રી. ૫
તું સાતમો ચક્રી સોહે તિર્થનાથ અઢારમા મોહે;
જીવ તાર્યા અનેક તેં શોધી, હવે આપ મને સુબોધી,
દ્યો આતમ લબ્ધિ શિવ સ્થાની, કરો સેવકપર મહેરબાની. ૬

---

## ૧૯ "શ્રી મલ્લીનાથનું સ્તવન"

---

(મન મોહન મેરે એ–રાગ)

મલ્લી જીનેશ્વર સાહેબા મનમોહન મેરે.
ગુણ સમુદ્ર સાર, મનમોહન મેરે.

જગતિ તુજ સમો નહિ મન, અતિશયનો ભંડાર, મન. ૧
તે માટે યાચું તુને, મન, આપ આપ દાતાર. મન.
ખપ છે એક મહેલનો, મન. જેમાં સુખ અનેક પ્રકાર. મન. ૨
ક્ષાયિક સમકિત મહેલનો, મન. મજબુત પાયો ટેક. મન.
શ્રદ્ધા સ્તંભે દિપતો, મન તેમાં સુગતિ ચિત્ર અનેક. મન. ૩

અનેક ધર્મ રત્ન શું મન, અલંકર્યો પ્રાસાદ, મન.
વિવેક દિપક ઝલકતો મન, શિખર ધ્વજા સ્યાદ્ વાદ. મન, ૪
સમ્યક ક્રિયા સુર તરૂ મન, અમૃત ફલ આપે અધિક. મન.
ભૂખ તરશ મટાડતા મનઃ, એમાં વશીએ નિર્ભીક મન. ૫
આર્જવ પલ્યંક શોભતો, મન, શિયળ શય્યા શ્રેય. મન.
અનંત સુખ મળે તીહાં મન, શાસ્ત્રમાં ગુણુ છે જ્ઞેય; મન.૬
ક્ષાંતિ કોટે વિંટીઓ મન, પંચા ચાર તે બાગ, મન.
શાંતરસની વાવડી મન, ઝીલ્યા પવિત્ર અથાગ. મન. ૭
આત્માનંદ ભુવનમાં મન, નથી લવ લેશ કલેશ, મન.
અજર અમર સુહું કરૂં મન, પુરો શિવ લબ્ધિ જિનેશ. મન.૮

---

## ૨૦ શ્રીમુનીસુવ્રતાનાથનું સ્તવન.

(સંજમ રંગ લાગ્યો એ રાગ)

મુનીસુવ્રતજિન વીસ મારે, વંદી પૂજું પાય, પ્રભુશે
મન લાગ્યો ટેક
મુનીસુવ્રતગણુ આપશો રે, અભીલાખા ભરપુર,
કૃપાનિધી કૃપા કરોરે, પાપકર્મ ચકચુર પ્રભુ. ૧
સુવ્રત વીના રડારડયોરે, કાળ અનંત સંસાર,
પુર્વ સુકૃતના જોગથીરે, દેખયો તારો દેદાર પ્રભુ. ૨
યાચક થઇને વીનવુંરે, તું સમરથ દાતાર
જર જોરૂ જમીનનેરે, નહિ માગુ આવાર પ્રભુ. ૩.

સુવ્રત ભીક્ષા માગશુંરે, તેવીના કાંઇ લગાર,
ધર્મ પતિ ધર્માત્મારે, અખુટ ખાણી ભંડાર, પ્રભુ. ૪
સંજમ યમ ચારિત્રનેરે, તપજપ ધ્યાન ઉદાર
સુવિધી પ્રમાણે સાધનારે, દેખાડો ધરી પ્યાર. પ્રભુ. ૫
લાચારપણાના દુઃખને રે, દૂર કરી સરકાર
ધ્યો સેવક હરખે ઘણો રે, લઇ વ્રત સાધે સાર પ્રભુ ૬
આતમ આનંદ જાગશેરે, ઉતરૂ ભવજલ પાર
જય જગદીશ પશાયથી રે, આતમ લબ્ધિ જયકાર પ્રભુ. ૭

---

## ૨૧ શ્રી નમીનાથનું સ્તવન.



(લેલી લેલી પોકારે વનમે) એ રાગ

નમીનાથના દરશન વ્હાલા, કરો સજ્જન પુણ્યરસાળા ટેક.
સ્વામી દરશન લાગે મીઠું, તે તો લોકોત્તર વરદીઠું
સુધા દરશન રશનું પાન, પીવે તો આવે શુભજ્ઞાન ન ૧
લૌકીક લોકોત્તર મોઠું. જ્ઞાને લાગે સહુ જગ ખોટું,
માવીત્ર સંબધીને જોરૂ, લાગે કુટુંબ કોરૂ મોરૂ. ન. ૨
વળી ધર્માધર્મ આચાર, હોય સત્યા સત્યવિચાર.
જ્ઞાન પ્રગટ કરે વસ્તુ શ્રેણી, જાણો બુજો જૈનાગમ વેણી. ન. ૪
ધન કન કંચન મણી ખાણુ, પદવી ધરો થઇ અભિમાન,
તે તો મુકી અનેકા ચાલ્યા, ઇંદ્ર ચક્રિ હરીબળ ગાલ્યાં ન. ૪

તેની આગળ કોણુ મુછાળો, કરે હોડતે મુરખ બાલો,
મુકો મુકો મોહને લોભ, એથી પામશો દુઃખન થોભ ન ૫
એક આણુા અખંડ પ્રભુની, બહુ પ્રેમે માનો વીભુની,
વર્જી જાળને આળ પંપાળ, પુજો ષટ કાયા પ્રતિ પાળ ન.૬
સ્યાદ્ વાદીનો ધર્મ છે સાચો, બીજા સર્વે તજી પ્રભુ રાચો
સ્વામી શ્રેષ્ટ વિમલ ગુણુ ખાણી, ભવી ભાવે ભજો
ગુણી જ્ઞાની ન ૭
વિપ્રાનંદન દેવાધિ દેવા, કરે સુરનર મુની પતી સેવા,
આતમશક્તિ ભક્તિ વીશાલા, પ્રભુ કંઠેગાલે શીવમાળા ન. ૮

---

## ૨૨ "શ્રી નેમીનાથનું સ્તવન."



( વાલમ વહેલારે આવજો. એ રાગ. )

શ્રીઅરિષ્ટ નેમી જીન પ્રણુમીએ, ઉપજે હર્ષ અતોલરે;
બાળ બ્રહ્મચારી ઉજળો, પાળે અખંડિત બોલરે. ટેક
અવતારી જગમાં જે ઘણુા, તેથી અધિકો સારરે;
મૂળથી મન્મથ છેદીને, તજી સતી રાજુલ નારરે. શ્રી૦ ૧
બલ પરીક્ષાએ જીતીઆ, હરિ ચિત્ત મદ ચોલરે;
શું ઠામ જે ગીરનારનો, તું કરે ત્યાં કલ્લોલરે, શ્રી૦ ૨
દિક્ષા કેવળ નિર્વાણુનાં, કલ્યાણુક ઉત્તમ ઠામરે;
ભાગ્ય પુરણ જોગે ભેટીઆ, મેટયા પાપ તમામરે. શ્રી૦ ૩

તુજ મૂર્તી કલ્પ વેલડી, નયણુ અમીરસ રેલરે;
શુભ વદન સારદ ચંદલો, દૃષ્ટી નાશાગ્ર મેલરે. શ્રી૦ ૪
પદ્માસને બીરાજતા, અંજન દેહ ઉજાશરે;
દર્શન દેખી તાહરૂં, ખેંચ્યો ન રહે ઉલ્લાસરે. શ્રી૦ ૫
સૌથી બડો દાનેશ્વરી, ભવ દારિદ્ર ચૂરરે;
એવી છે મારી વાસના, પૂરો વાંછિત ભરપૂરરે. શ્રી૦ ૬
ગીરનારી મંડન સાહેબા, લીયો શરણુ દીનદાસરે;
આતમ લબ્ધિને દીજીએ, સકલ છંડાવી ત્રાસરે. શ્રી. ૭

---

## ૨૩ "શ્રી પાર્શ્વનાથનું સ્તવન."

---

(રાગ સારંગ—જીનરાજની પુજા કીજીએ એ રાગ.)
ભવિ પાર્શ્વ જિનેશ્વર પુજીએ. ટેક.
હૃદયાંતરરૂપ ચૈત્યમાં, સમકિત આસન સ્થાપીએ. ભવિ૦
પાર્શ્વ પ્રભુ પ્રતિબિંબનું, ધ્યાનામૃતને પીજીએ. ભવિ૦ ૧
ધર્મ સુકલ જ્યોતિ અખંડને, બન્ને પડખે પ્રજાળીએ. ભવિ૦
અજ્ઞાનતિમિરઘન નાશશે, પ્રત્યક્ષ જીનગુણ જોઇએ. ભ૦ ૨
ત્રિભુવન જન મળી વર્ણવે, તો કોઇપાર ન પહોંચીએ. ભવિ૦
પ્રભુ ગુણ તિર્થ પાણીમાં, અનંત મેલો જીવ ધોઇએ. ભવિ૦ ૩

આતમ ભાવ વિશુદ્ધતા, ચઢતે પરિણામે કીજીએ; ભવિ૦
અવિધિ દોષ નિવારીને, આશાતનાને ટાળીએ. ભવિ૦ ૪
અંગ અગ્ર ને ભાવથી, પુજાત્રીક સંભાળીએ; ભવિ૦
પ્રથમ અંગની પુજના, સાત શુદ્ધિ સુધારીએ. ભવિ૦ ૫
મન વચન તન વસ્ત્રની, નીતિ ધન શુદ્ધિ પાળીએ. ભવિ૦
ઉપકરણ ભૂમી શોધીને, અષ્ટ દ્રવ્યથી સેવીએ. ભવિ૦ ૬
ઉત્તમ દરેક વસ્તુ ઢોંકતી, બીજી અગ્રપુજા જાણીએ. ભવિ૦
ભાવાર્ચન ત્રીજી શોભતી, ગીત ધ્યાન ને તાનમાં રાચીએ.
ભવિ૦ ૭
ભવ ભવની પીડા ટાળવા, આરતિ છેક ઉતારીએ; ભવિ૦
મંગળ દીપક જયનાદથી, કરો આતમ લબ્ધિ ધારીએ.
ભવિ૦ ૮

---

## ૨૪ "શ્રી મહાવીર સ્વામીનું સ્તવન."

---

( જગજીવન જગ વાહલો. એ રાગ. )

ક્ષાયિક ભાવ મને દીજીએ, વિરજીનંદ મહારાજ. લાલરે;
તારક દેવા તું ધણી, દીન દુઃખી થઇ કહું આજ. લાલરે.
ટેક
પ્રાણ જીવન શિર તાજ હો, કહું કરગરીને નાથ. લાલરે.
મસ્તક મારૂં પદપંકજે, તારો ઝાલ્યો વળી હાથ. લાલરે.
ક્ષા૦ ૧

ક્ષાયિક વિન નવી સંપજે, કોઇપણ કારજ સિદ્ધ લાલરે.
અવિચળ શક્તિ છે એકમાં, તોડવા કર્મ પ્રસિદ્ધ લાલરે. ક્ષા૦ ૨
શસ્ત્ર અસ્ત્ર મૂળ મંત્ર હી, વિદ્યા જડીબુટ્ટી સાર. લાલરે.
એ અંગરક્ષક છે દ્રવ્યથી, તેહ દ્રવ્યભાવે ઉદાર; લાલરે. ક્ષા૦ ૩
કલ્પતરૂ ચિંતામણી, દ્યો વાંછિત પ્રત્યક્ષ. લાલરે.
અવર મૂકી સહુ વાસના, માગું તે અધ્યક્ષ. લાલરે, ક્ષા૦ ૪
ભવ કરમને ટાળવા, અનંત અનાદિ સંગ લાલરે.
આતમ શક્તિને પામવા, બીજો નહિ જગમાં ઉતંગ લાલરે.
ક્ષા૦ ૫
ધર્મનો ચક્રી તે કહ્યો, તેને પણ તેં વશ કીધ લાલરે.
તે કારણ જગનાથ તું, જય સુરવીર પ્રસિદ્ધ લાલરે, ક્ષા૦ ૬
ઉત્કંઠા અતિ પ્રેમથી, ઉત્તમ ભાવના પુર. લાલરે.
આતમ આનંદ શિવવરૂ, વિજય લબ્ધિ વાગતે તુર. લાલરે.
ક્ષા૦ ૭

---

## કલશ.

---

( રાગ–રેખતા–ગજલ. )

ચોવીશ જીનવર મેં ગાયા, આનંદ ચિત્તમાં અતિ પાયા;
ક્ષાયિક સમકિત ગુણ કારણ, ગાયો ગુણનિધિ ભવતારણ. ટેક.
બુદ્ધિ વિન શક્તિહિન સ્વામી, ગુંથ્યા છે ગુણ મન કામી;
વાંચી સજજન ગુણ લેશે, દુર્જન વિપરિતપણે રહેશે. ચો૦ ૧

સ્તવન ઉત્તમ જન કીધા, રાગ રાગણીમાં પ્રસિદ્ધા;
અનેક અસંખ્ય ગુણ પુરા, ગુંથ્યા પ્રત્યક્ષ જગનુરા. ચો૦ ૨
કેમ પ્રગટે તેવી શક્તિ, કહો વસી દીલમાં ભક્તિ;
રહે ન થંભી ગુણ ગાયો, સરલ ભાષાએ સુખ દાયો. ચો૦ ૩
તપ ગચ્છમાં ગુરૂ વહાલા, પ્રસિદ્ધ આતમ ગુણ માલા;
શ્રી સૂરી વિજયાનંદો, જૈનાકાસે દીપે ચંદો. ચો૦ ૪
પાઠક લક્ષ્મી વિજય ચેલા, કુમુદવિજયજી અલબેલા;
વિજય હીરનો લઘુ ચેલો, મતિ વિના અતિ ઘેલો. ચો૦ ૫
નિધિ રસ નિધિ શશી સાલે, ભાદ્રવ વદિ આઠમ ચાલે;
આતમ શક્તિ વિજય લબ્ધિ, સ્તુતિ કરી માગે સુખ
અબ્ધિ. ચો૦ ૬

ઇતિ ચતુર્વિંશતિ જિન સ્તવન સંપુર્ણ.

---

## તીર્થ સબંધી મંગલાચરણ.

---

મંગલા ચરણ દોહા.

જૈનતીર્થસ્તવના કરૂં, પ્રણમી વીરજીનંદ,
સમરૂ આતમરામને, સદગુરૂ નયનાનંદ. ૧
ભક્તિ પ્રેમથી પ્રાર્થના, કરો મંજુરી માત,
જડમતિ તારા બાલને, ઘો મતિ બુદ્ધિવાત. ૨
સરસ્વતિ બ્રાહ્મી ભગવતી, નામ અનેક વિખ્યાત;

ગુણમણિ રયણે દીપતી, આપઆપ સુખશાત. ૩
તુજપ્રસાદે પામશું, સંકલસિદ્ધાંતનો સાર,
પરમાર્થે વર્તન કરી કરૂં આતમ ઉદ્ધાર. ૪
દીનહીન થઇ કરગરૂં, ઝટપટ દ્યો વરદાન;
આતમ આનંદ મહેરથી, શિવલબ્ધિ વરૂમાન. ૫

## શ્રી સિદ્ધગિરિરાજનું ચૈત્યવંદન.

(વિમલ કેવલજ્ઞાનકમલા, કલિત ત્રિભુવન હિત કરમ્ ચાલ)
તીરથ ઉત્તમ સિદ્ધ ગિરિવર, ભુવન ત્રય જનહિત કરં;
શત્રુંજય મહાત્મ્ય શાસ્ત્ર ભાષે, નમો વિમલ ગિરીશ્વરં. ૧
નાભિનંદન સુરવંદન, પુર્વ નવાણું સમોસર્યા,
રાયણરૂખે ચરણ કમલં, નમો વિમલ ગિરીશ્વરં. ૨
નેમ વિના ત્રેવીશ જિનવર, ઇણ ગિરિવર પદ ચરં;
તીરથ મહિમા કથન સુંદર, નમો વિમલ ગિરીશ્વરં. ૩
પુંડરીક ગણધર પંચકોટિ, દશ વારિખીલ્લ દ્રાવરં;
સાથ મુક્તિ રમણી વરણું, નમો વિમલ ગિરીશ્વરં. ૪
ઇક્ષ્વાકુ વંશી સુરજ વંશી, ચંદ્રવંશી રૂષીવરં;
હરિવંશ આદિ અનંત શિવગં, નમો વિમલ ગિરિશ્વરં. ૫
પુંડરીક સિદ્ધગિરી કનકઆદિ, નામ શત અષ્ટોતરં,
દર્શન પાવન જાપ કરનં, નમો વિમલ ગિરીશ્વરં. ૬

શેત્રુંજ નદીયે સુર્યકુંડે. સ્નાનત્રિક યોગ શોધકં;
શ્રી મુલનાયક રૂષભ અર્ચ્યા, નમો વિમલ ગિરીશ્વરં. ૭
ભવિ ભાવ ધર કે ગિરિ ચઢકે, જાત્રા જીનવર હિતકરં;
ત્રિક શુદ્ધ જોગે વિધિ કરનં, નમો વિમલ ગિરીશ્વરં. ૮
તીરથ રક્ષક કવડ જક્ષ, જક્ષણી ચક્રેશ્વરી;
વિઘન વિનાયક નાશ ચતુરં, નમો, વિમલ ગિરીશ્વરં. ૯
તપ ગચ્છમાં આનંદસુરિ, વિજય લક્ષ્મી વાચકં;
કુમુદહીર સુલબ્ધિ સુખદં, નમો વિમલ ગિરિશ્વરં. ૧૦

---

## શ્રી સિદ્ધગિરિ રાજ સ્તવન.

---

રાગ–સોરઠ (જિનજિનોદીની મોને એક જરી)
રિષભ જિનંદ પ્રભુ વિમલ ગિરિ, જુગલ નિવારક
જગપતિ પાયો;
પુર્વ પુણ્યે આણુ મીલે, રિષભ........................ટેક.
પૂર્વ નવાણું આયે રિષભ જિન, રાયણ રૂખે સમોવસરી;
નેમ વિના પ્રભુ શ્રી જિન ત્રેવિસ, તીરસ ફરસે હરખ
ભરી. રિષભ. ૧
તીરથ મહિમા મુખસેં ભાખે, મહિમાકા નહિ પાર પરી;
કંકરે કંકરે મુનિ અનંતે, કરમ રાજ દલ ચુક કરી.
રિષભ ૨

ચૈતર સુદિ પુનેમ પંચકોટિ, પુંડરીક સંગ મુનિ શિવવરી;
દો કોટિ સંગ નમિ વિનમી, સંજમસેં પદ મુક્તિ વરી,
રિષભ ૩

કાર્તિક સુદિ પુનમે દશકોટિ, ભવસાગરકા અંત કરી:
ભરત નરેસરકા પટ્ટ ધારિ, અસંખ્ય મુનીશ્વર અચલ
સીરી. રિષભ. ૪

દોય સહસ્ત્ર સંગ મુનિવર સોહે, થાવરચા સુત જિતભાવ અરિ;
પંચશય શૈલગ અણગારા, દેવકી સુત ભત્ર ફ્ંદ હરિ.
રિષભ ૫

જાદવ ગણ નવ નારદ સિઝે, પાંડવ પંચ અતિશય બલી;
સાંબ પ્રદ્યુમન આદિ અનંતે, તોડે કરમ સાધુ સિદ્ધ ગિરિ.
રિષભ. ૬

ઉજ્જવલ તિરથ ઉત્તમ ગિરિકી, જાત્રા કરો ભવિભાવ ધરી;
એકી ભોજી સચિત્તકા ત્યાગી, ભૂમિશયન ઓર પાદચરી.
રિષભ. ૭

શુદ્ધ સમકિત શિયલ વ્રત ધારી, દાન સુપાત્ર પાલે વ્રતરી,
જનમ સફલ ઇણ ગિરિ ફરસે, ચોગ તિનોસેં ભાવ ભરી.
રિષભ. ૮

આતમ લબ્ધિ અજર અમર પદ, શિવ રમણિકા સંગ કરી;
અનંત જ્ઞાન સુખ પાવે ભવિજન, દર્શન બલ અનંત ધરિ.
રિષભ. ૯

# સિદ્ધ ગિરિ મંડન સ્તવન.



( મજુભજાની ચાલ )

સિદ્ધ ગિરિ મંડન સોહે, શ્રી આદિ જીણંદા,
પુજો ભવિ સુદ્ધ મન ભાવે, તોરે પાપ કટંદા ટેક.

રાયણ તરૂવર સોહે, પ્રભુ પદ કજ અમંદા,
પુર્વ નવાણું આયે, સેવે સુરનર વૃંદા. સિદ્ધ. ૧

ત્રેવીશ જીનવરજી મોહે, વિમલ ગિરીંદા,
પ્રભુ નેમ વિના ભગવંતા, તીર્થ સોહંદા. સિદ્ધ ૨

આગત અનાગત કાલે, વર્તમાન ગહંદા,
સિદ્ધગિરિ સિદ્ધ અનંતે, ગિરિ મહિમા કહંદા. સિદ્ધ. ૩

સિદ્ધગિરિ શાશ્વત ગાયો, શ્રીમંધર જિણંદા,
ઇનગિરિ શીમરણ કરતે, મિટે ભવભવ ફંદા. સિદ્ધ. ૪

કાર્તિક ચઇતર માસે, દિન પુનેમ સોહંદા,
જીન આગમ વિધિ અનુસારે, જાત્રા કરંદા. સિદ્ધ. ૫

નિજ આતમ આનંદ પ્રગટે શિવરમણી વરંદા,
લબ્ધિ અનંત જીનરાયા, જ્ઞાન ધરંદા. સિદ્ધ ૬

# પાલીતાણા મંડન સ્તવન.



રાગ માલકોસ નવણુ કરો જિનચંદ એ ચાલ.

આદીશ્વર જિનચંદ જગત પ્રભુ, ટેક.
દેશ સોરઠની ભુમી ભુષણુ, પાદલિપ્તપુર સોહંદ. જગત. ૧
તે પુરીમાં તિલક સમાન; જેમ દીપે ગગન દિણંદ. જગત. ૨
જોઇ ન શકે કુમતિ ઘુવડ જે, સુમતિ જીવ વિકસંદ જગત. ૩
અંતર કરમના મેલને ધોવા, આવે સજજનના વૃંદ. જગત. ૪
પ્રભુ ગુણુ ક્ષીર સમુદ્રમાં ઝીલે, હોય નિર્મળ સુખ કંદ. જગત. ૫
આત્મ શકિત સિદ્ધગિર ભેટી, વર્યા મુક્તિ આનંદ. જગત. ૬
આ જુગના સેવકને તારો, કહે લબ્ધિ દો શિવવૃંદ. જગત. ૭

---

## શ્રી સિદ્ધગિરિ સ્તવન.

કુબજાનો જાદુ ડારા. એ. દેશી.

ભવિ વંદો સિદ્ધગિરિ પ્યારા, જિહાં ઋષભ જિનંદ.
શિવકારા. ટેક.
ચૈત્રી પુનેમ દિન ઇન ગિરિ ઉપર, પાંચ કોટિ પરિવારા;
પુંડરીક ગણધર શિવપદ પાયે, કર્મ રિપુગણુ મારા. ભવિ. ૧
શાશ્વત તીરથ નામ સુહંકર, અનંત રિષિ જન તારા;
અવસર્પિણી મેં પુંડરીક આદિ, નામ જપત સુખકારા. ભ. ૨

શત્રુંજય પર નમિ વિનમિ, વિદ્યા ધર શિરદ્દા'રા;
દોય કોટિ સંગ કર્મ નિકંદન, પાયે અચલ સુખ ભારા. ભ. ૩
મોરારિ સુત સાંબ પ્રદ્યુમ્ન, દશરથ સુત સારા;
દેવકીનંદન હે ષટ્ ભ્રાતા, પાંડવ પંચ મનોહારા. ભવિ. ૪
મુક્તિ રમણી વરે અનુપમ, શૈલગ પંથક પ્યારા;
નવ નારદને શુક મહારાજા, દ્રાવિડ વાળીખિલ સારા. ભ. ૫
મોક્ષ પદવી ધાર ભવિજન, જ્ઞાન ક્રિયા કરનારા;
ત્રિસંધ્યા ત્રિરતનકો ધરકર, શાશ્વત સુખ અપારા. ભવિ. ૬
જૈનાગમ ઉપદેશ અનુપમ, જિન આજ્ઞા દિલધારા;
આતમ આનંદ તીરથને ફરસે, લબ્ધિ જય જયકારા. ભ. ૭

---

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.



(રાગ કાલીંગડો.)

સીમર સીમર ભવિ આદિ જિનંદ. ટેક.
ઋષભ દેવને વૃષભનું લંછન,
તનુ કંચન મય જ્યોતિ અમંદ. સીમર. ૧
આદિ જિનેશ્વર આદિ મુનિશ્વર,
માનનિક પુજનિક પ્રથમ જિનંદ. સીમર. ૨
દિનકરસે પણ જ્યોતિ અનંતી,
રાચત સેવા સુર નરઇંદ. સીમર. ૩

પ્રભુતા અનંતી ઇનમે છાજે,
મહા ગુણ મહિમા સિંધુચંદ. સીમર. ૪
ભુતલ સિદ્ધ ગીરીરાજકે મંડન,
જીવીતકુ સફલ કરને આનંદ. સીમર. ૫
જીવને આતમ શક્તિ પ્રગટે,
જય જય બોલો સિદ્ધ ગીરીંદ. સીમર. ૬

---

## શ્રી તાલધ્વજગિરિમંડન સુમતિ જિનસ્તવન.



રાગ. ભૈરવી મેરૂ શિખર નવરાવે સુરપતિ. ચાલ

સુમતિનાથ સુકંકર દેવા, ભવસાગર મુજ તારે. ટેક.
ભગવંત સ્વામી ભવદુઃખ વામી, અચલ ગુણ કરતારે. સુ. ૧
બખતર સંજમ જ્ઞાન ખડગસેં, કરમરિપુકો વિડારે. સુ. ૨
નાથ પ્રભુતા જિન શાસનમે, જય શિવ મંગલધારે. સુ. ૩
સંસાર અપાર ભોદધિસેં, જલદી પાર ઉતારે. સુમતિ. ૪
ગિરિ તલાજા મંડન નિરખ્યો: કલ્પતરૂ મનોહારે. સુમ. ૫
શામલી મૂરત સોહની સુરત, ભવદુઃખ ભંજનહારે. સુ. ૬
આતમ આનંદ પદકજ સેવી, લબ્ધિ પ્રભુ ચિતધારે. સુ. ૭

## શ્રી સિદ્ધગિરિ સ્તવન.



( રાગ—કલ્યાણ—પ્રભુગલ સોહે મોતનકી માલ'. )

વિમલ ગિરિપર આદિ જિન પ્યારા.........................ટેક.
જલ સુંદર સુરજ કુંડ ન્હાવો, કરો પૂજા મનુહારા. વિ. ૧
યા જાત્રા ભવિ આનંદ કરકે, સંસાર પાપકો જારા. વિ. ૨
નંદન નાભિ કુલ મંડણ જિન, મુનિરાય પ્રથમ દીદારા. વિ. ૩
દરસન કર હર પાપ ભવિજન, સ્વર્ગ મુક્તિ પદ ધારા. વિ. ૪
સુર અસુર ગણ નરપતિ અર્ચન, ગણ કોટિ પરિવારા. વિ. ૫
રિદ્ધિ અચલ સુખ સિદ્ધગિરિ પાયે, મુનિ અનંત કરપારા. વિ. ૬
પ્રાતઃ સમે ભવિ નમન સ્તવન કર, તરણ હાર ભવપારા. વિ. ૭
તિરથ મહિમા અલખ અગોચર, આતમ લબ્ધિ અપારા. વિ. ૮

---

## શ્રી સિદ્ધગિરિ સ્તવન.



( મન મોહ્યા જંગલકી હરણીને—એરાગ. )

શ્રી આદિ જિનેંદ્ર પ્રભુ વારનારે. શ્રી...................ટેક.
આજનો દિવસને જન્મ સફલ મુજ,
નિરખ્યો શત્રુંજય મંડણારે. શ્રી. ૧

તનું અદ્ભૂતને વૃષભનું લંછન,
મૂર્તિ અનૂપમ મનુહારણારે. શ્રી. ૨
માત પિતા તુંહી જગત ગુરૂ જગ,
બંધુ હિત વત્સલ કારણારે. શ્રી. ૩
રાજ રાજેશ્વર સુર અસુર પતિ,
કિંકર સેવિત નીલ ઠારણારે. શ્રી. ૪
મહીમા હુકમ તુમ ત્રણ ભુવનમાં,
વર્ત્યોછે ભવિભવ તારણારે. શ્રી. ૫
જીત્સે આપ પસાએ કરમ જીવ,
આતમ અનંત બલ ધારણારે. શ્રી. ૬

---

## શ્રી ગીરનાર મંડન નેમનાથનું સ્તવન.



( મહાવીર તારા મુખડાની માયાલાગી—એ રાગ. )

દર્શનની પ્રીતિ લાગી નેમિપ્રભુ.............................ટેક.
મોહ મદિરે મસ્ત બનેલો, કેફ ચઢયો નહિ જાગી. ને. ૧
તીક્ષ્ણ બાણ મદનનાં વાગ્યાં, થયો મૂર્છિત અથાગી. ને. ૨
વિનય વિવેકને લજ્જા નાઠી, સમ દમ ધીરજ ભાંગી. ને. ૩

કાલ અનાદિ અનંતમેં ખોયા, પાપખાનીમાં લાગી. ને. ૪
ભાવ વિનાની કર્મ નિર્જરા, કરી થયો ધર્મને રાગી. ને. ૫
દેવ નિરંજન ગુણ પતિ દેખ્યો, ભાગ્ય દશા બહુ જાગી. ને. ૬
વિનતી મોરી સ્વીકારો સ્વામી, ઢીલ ન કરો વીતરાગી. ને. ૭
ગીરનાર મંડન સાચો નિરખી, મન પ્રસન્ન થયો રાગી. ને. ૮
આતમ લબ્ધિ અનંતી દીજે, શત્રુજીતન વડ ભાગી. ને. ૯

---

## શ્રી આબુતિર્થ મંડન સ્તવન.



( બ્રહ્મ જ્ઞાન નહિ જાન્યોરે–એ રાગ. )

આબુ તિરથ મન માનારે ભવીકા.........................ટેક

તનમન વિકસે મંદિર નિરખી, માનુદેવ વિમાનારે;
આદિશ્વરને નેમી પ્રભુનું, મનોહર દોય પ્રધાનારે. આ૦ ૧

માન્ય દેવળમાં સુક્ષ્મ કોરણી, જુઓ ભવિ દરેક ઠેકાણારે;
વિમલશાને વસ્તુપાલ, તેજપાલ મંત્રીકરાણારે. આ. ૨

રાજમંત્રી પુન્યાતમ દોનું, પુષ્કળ ધન ખરચાણારે;
દેરાણી જેઠાણીના ગોખલા, દેખીચિત્ત હુલસાણારે. આ. ૩

મહિમાવંત પ્રભુ ચૈત્ય સકલમાં, દેલવાડે દેવ પૂજાણારે;
અચલગઢપર કંચન પ્રતિમા, કરી દર્શન સુખ પાનારે. આ. ૪
જીવન થાવર તિરથ ફરસ્યો, ચૈત્યને મૂર્તિ સુગાનારે;
કહે જગ એ ધામછે મોટું, આતમશક્તિ વરદાનારે. આ. ૫

---

## શ્રી સમ્મેતશિખર મંડન જીનસ્તવન.

( કંત તમાકુ પરિહરો એ રાગ )

સમ્મેતશિખરગિરિ વંદીએ, સિદ્ધા વીશજીનંદ,
પરમાતમ પદવી લહી, પામ્યા પરમઆનંદ. મોરેલાલ. ટેક.
અજીત સંભવ અભિનંદના, સુમતિ પદમ પ્રભુસાર, મોરેલાલ.
શ્રી સુપાસજીન ચંદજી, સુવિધિ શિતલજીનતાર. મોરેલાલ. સ. ૧
સીમરશ્રીશ્રેયાંસને, વિમલ અનંત જિનદેવ, મોરેલાલ.
ધર્મજીન શાંતિ કુંથુજી, અરમલ્લિ પ્રભુ સેવ. મોરેલાલ. સ. ૨
મુનિસુવ્રત નમિનાથજી, ત્રેવીસમા પારસનાથ, મોરેલાલ.
તિર્થંકર તિરથપતિ, તાર્યા અનેક જીવ સાથ. મોરેલાલ. સ. ૩
સત્તાવીશ હજારને ત્રણસેં, ઓગણપચાસની સંગ, મોરેલાલ.
અચલ સુખી જીન પરિકરૂ, જુઓ સોબત ફલ ચંગ. મોરેલાલ. સ. ૪

કઇક બીજા મુનિવરૂ, જિન આજ્ઞા શિરધાર, મોરેલાલ.
તે પણ મુક્તિ પોંચીઆ, છાંડી કરમ સંસાર. મોરેલાલ. સ. ૫
કલિજુગમેં હું ઉપન્યો, પાપ અનેક સંગાત, મોરેલાલ.
મન અસ્થિર દુઃખી ઘણો, પડે નહિ ચેન દિનરાત. મોરેલાલ. સ. ૬
અનાથની કરૂણાકરી રહો, સેવક તુમ બાલ, મોરેલાલ.
આતમલબ્ધિ સુખ યાચતો, આપોજગપ્રતિપાલ. મોરેલાલ. સ ૭

---

## શ્રી અષ્ટાપદ તિર્થનું સ્તવન.

( ભરતને પાટે ભૂપતિરે—એ રાગ )

અષ્ઠાપદ ગિરિ ભેટવારે, મનડું કરે વિચાર; સલુણા.
કઇરીતે ગિરિ ભેટીનેરે, પામીએ મુક્તિ ઉદાર. સલુણા. ટેક.
ચારો તરફથી વીંટીઓરે, ઉંડીગંભીર ખાઇનીર; સલુણા.
એકક જોજન આંતરેરે, આઠપગથીયા ધીર, સલુણા. ૧
શિવગતી આપે ગિરિવરૂરે, ઉપર મંદિર જૈન; સલુણા.
એક જોજન વિસ્તૃતપણેરે, ઉંચો કોસ તૈન. સલુણા. ૨
વરણુ લંછન તનુમાનથીરે, ચોવીશ જિનનાં બિંબ; સલુણા.
ભરત રતનમય સ્થાપીનેરે, શિવગુણલીન અચંભ. સલુણા. ૩

અજિતાદિક જિન ચારનેરે, દક્ષિણ પશ્ચિમ આઠ; સલુણા.
ઉત્તરમાં છે દશ પ્રભુરે, અનુક્રમે સુકૃત ઠાઠ. સલુણા. ૪
પુર્વદિશી દોય નાથજીરે, ઋષભ જિન વર્ધમાન; સલુણા.
એઠક છે સમ નાશિકારે, કંચન ચૈત્ય પ્રધાન. સલુણા. ૫
દશ હજાર પરિકરેરે, ઋષભ પ્રભુ નિર્વાણ; સલુણા.
પાંચમા આરે અંતમાંરે, ગિરિ મહિમા ગુણમાન સલુણા. ૬
સગર ચક્રીના નંદનારે, સાઠ હજાર વીર; સલુણા.
રક્ષક પાતાલ ખાઇનેરે, ખોદી ભર્યું ગંગનીર. સલુણા. ૭
જિનપદ બાંધ્યું રાવણેરે, કરી નાટક વિશાલ; સલુણા.
નિજ કરણીનસ ખેંચીનેરે, સાંધીનતોડયો તાલ. સલુણા. ૮
વીર કહે જાત્રા જે કરેરે, નિજલબ્ધિ હોય સિદ્ધ; સલુણા.
સાંભળી ગૌતમ વીરનેરે, પુછીગયા કરી લીધ. સલુણા. ૯
પંદરશો ત્રણ તાપસીરે, ત્યાં પ્રતિ બોધી તાર; સલુણા.
જૈનાગમ સિદ્ધાંતમાંરે, જોજો અધિક વિસ્તાર. સલુણા. ૧૦
અષ્ટાપદની જાતરારે, અષ્ટકરમ ક્ષય કાજ; સલુણા.
વિદ્યા લબ્ધિ હોય પાંખડીરે, આશફલે મુજઆજ. સલુણા. ૧૧
તો ચિત્ત મારૂં ગહગહેરે, આતમરામ આનંદ; સલુણા.
શિવલબ્ધિ પદ ામશુંરે, છોડી કરમ ભવ ફંદ. સલુણા. ૧૨

---

# શ્રી તારંગાતિર્થ સ્તવન.



( ઘરે આવો માગ ઢોલારે-એ રાગ )

અજીત જીણંદ દીલમાંવશ્યો, ચેતન લયલીનો-ટેક.

હ્રદય કમલની કર્ણિકા, માંહે બિંબ જિન જિનો;
ધ્યાતા ધ્યાનને ધ્યેયમાં, આત્મા પ્રવિણો.-અ૦ ૧

અનંતાનુબંધી ચોકડી, મોહની ત્રીકતીનો;
એહ પ્રકૃતી સાતને, ક્ષયથી શુદ્ધકીનો,-અ૦ ૨

સમ્યગ્ દૃષ્ટિ સડસઠે ગુણ, ભેદમાં ભીનો;
દેવગુરૂ ધર્મમાં, ભકત્યામૃત પીનો.-અ૦ ૩

કામક્રોધ મદમોહને, લોભને ક્ષય કીનો;
પ્રભુ ચરણ પ્રતાપથી, અંતર વૈરી ક્ષીનો.-અ૦ ૪

મુક્તિ પંથ મલ્યો હવે, ખામી નહી કીનો;
તારંગા મંડન સેવના, આતમશક્તિપ્રાત્રણો. અ૦ ૫

## શ્રી તારંગા મંડન તિર્થ સ્તવન.



( મને સંસાર સેરી. વિસરીરે લોલ–એ રાગ. )

આજ આનંદનો દિન આવીયોરે લોલ..................ટેક.
દીઠા તારંગે જિન રાજજો...........આજઆનંદનો. ૧
તમસ અજ્ઞાન વિનસ્યુંરે લોલ, તરણી ત્રિભુવન ભ્રાજજો. આ. ૨
માત્રીત્ર જગમાં તું ખરોરે લોલ,બીજા સગપણ સ્વારથ કાજજો.આ ૩
રાચી સેવા કાચાતજયારે લોલ, ભવ મોહને માયા આજજો. આ. ૪
મન મંદિર હૃદય પંકજેરે લોલ,તમને સ્થાપશું ભક્તિ કાજજો.આ.૫
જીત શત્રુના પુત્ર સુહંકરૂંરે લોલ, ધો આતમશક્તિસામ્રાજજો.આ.૬



## શ્રી ચંપાપુરી મંડન સ્તવન.



રાગ–સોરઠ જિન દરશન મોહનગારા–એ ચાલ.

ભવિ સીમરો જિનવર પ્યારા, મુકી મોહ પ્રપંચ અશારા. ટેક.
વાસુપૂજ્ય જિનેશ્વર દેવા, વાસવ પૂજ્ય ઉદારા;
ચંપાપુરીમાં પાંચ કલ્યાણક, મંગલ શિવ કરનારા. ભવિ. ૧

ચવન જનમને દીક્ષા કેવલ, નિર્વાણ જય જયકારા;
દર્શન જ્ઞાન ચરણ તપસાધી, અનંત ચતુષ્ટય ધારા. ભવિ. ૨
નિષ્કલંક નિરંજન સાહિબ, વીતરાગી મનોહારા;
ગુણ સમુદ્ર અતિશયવંતા, અજરામર અવતારા. ભવિ. ૩
પુન્યના જોગે નરભવ લીધો, વંશ ઉત્તમકુલ સારા;
તન મન ધનને ખરચો ભાવે, જાત્રા તિરથ કરનારા. ભવિ. ૪
સ્થાવર જૈન તિરથ ભવતારણ, મુક્તિ સંપત્ ભરતારા;
આતમ લબ્ધિ અનંતી છાજે, જ્યાં સુગુરુ પારાવારા. ભવિ. ૫

---

## શ્રી સાચોર મંડન સ્તવન.



( રાગ—મલાર. )

હેરી છબી દેખો વીર જિણંદકી..........................ટેક.
જલધર સમ પ્રભુ વાણી વરસત, ગંભીરજ્ઞાન શમરસકી;
શબ્દ ગરજારવ વિદ્યુત ઝલકે, વદનકાંતિ જિનવરકી. હેરી. ૧
ભવિજન મનમયૂર અતિ નાચત, અર્હન્ વચસુન ગહકી;
શુદ્ધ સમકિતવંત દીલમાં ચાહત, દર્શન વિણુ હર્ષનકી. હેરી. ૨

જગત કરૂણા કર નિધિ પ્રગટયો, જય સિદ્ધારથ નંદકી;
ક્ષત્રિય કુંડમેં ત્રિશલામાતા, જાયો સુરતરૂસમ ગુણવરકી. હેરી. ૩
અસુર સુર નરેશ્વર નારી, સેવા કરણ જગ ગુરૂકી;
ત્રિભુવનમેંજસુકિર્તિ સોહે, અનંત બલ સુખ ધરકી. હેરી. ૪
આતમ આનંદ સાચોર મંડણ, ફેરત માલા તુમ ગુણકી;
દો શિવલબ્ધિ સુખ જીનવરજી, ટાલી પીડા ભવ ભવકી. હેરી. ૫

---

## શ્રી ભરૂચ બંદર મંડન સ્તવન.



( રાગ કાફી તાલ દીપચંદી )

( સાચા સાહેબ મેરા ચિંતામણિ સ્વામી—એ દેશી )

સુવ્રત જિનનામે, આનંદમય ચિત્તમેરા..................ટેક
ભરૂચ બંદરમાં સ્યામસુંદર તું, મનમોહન રૂપ તેરા. સુ. ૧
મંગલ મુરત શ્રેયની સુરત, અતિશય ગુણકા ડેરા. સુ. ૨
લોકાલોકમાં જ્ઞાન દીવાકર, નાસે મિથ્યાત્વ અંધેરા. સુ. ૩
ચંદ્ર વદન ભદ્રંકર દેખી, તુટે સંતાપ ઘણેરા. સુ. ૪
ભવ ભવની આતમ વિશુદ્ધિ, કરી મીટે ભવનાફેરા. સુ. ૫
આતમ આનંદ પદકજ પુજી, ગુણ ગાવે લબ્ધિ ચેરા. સુ. ૬

---

# શ્રી ગાંમટીટોઈ મંડન, મુહરી પાર્શ્વજિન સ્તવન.



(રાગ ભર્તૃહરી)

શ્રી મુહરી પ્રભુ પાસજી, પામ્યો પુન્ય પ્રસાદજી;
દર્શન દીઠયું મેં તાહરૂં, લહ્યો અતિશય આલ્હાદજી;
જય જગદીશ્વર તારજો—ટેક.

આતમ તત્વને સાધવા, નિમિત્ત ખરૂં જિનરાજજી.
સત્ય કરવા હું આવીયો, સત્ય કરો રાખી લાજજી. જય. ૧

તત્વ સાધ્યા વિનું કીમ લહું, શુદ્ધ પોતાનું સ્વરૂપજી;
મેલવીને પ્રભુ દીજીએ, સામગ્રી અનુપમજી. જય. ૨

મારગ ધર્મનો ચાલતા, મુશ્કેલી અગાધજી;
અંતર દુશ્મનો છે ઘણા, ઠામઠામ કરે તે બાધજી. જય. ૩

રાત્રી મિથ્યાત્વ અંધેરમાં, ભટકયો અનંતી વારજી;
તેમાં કૃત પુન્ય ચંદ્રનો, જોગ મલ્યોછે આવારજી. જય. ૪

મહા મહ પુરણ ઝલકતો, તેના આધારે આયજી;
દિનકરથી અધિકો તુંને, દેખી હરખ વધાયજી. જય. ૫

જીતનો ડંકો વગાડસું, કરી તમ વૈરીનો અંતજી;
સાધ્ય સાધન પ્રભુ તત્વનો, મલ્યો તુંહી ભદંતજી. જય. ૬
મદદ આપો સાધકપ્રતે, સાધુ થઇ હુંશીયારજી;
આતમશક્તિ ટીટોઈનાં, સ્વામી શિવજયકારજી. જય. ૭

---

## શ્રી પ્રભાસ પાટણ મંડન જિનસ્તવન.

(રાગ—આશા.)

ચંદ્રપ્રભુ જિનરાજજેરી, વંદન કરૂમેં ભાવસેં નામી—ટેક.
વિન પ્રયાસે મન્મથ જીત્યો, શૂરવીર તું મહારાજરી. વંદન. ૧
કર્મ વેલમૂલ છેદન સૂરા, તપકોઠાર સહાજરી. વંદન. ૨
પવન સમ તુજ જ્ઞાન બિરાજે, મોહ ધૂલીકો ત્યાજરી. વંદન. ૩
મલ અષ્ટાદશ અંતર વૈરી, દૂર કીયા સામ્રાજરી. વંદન. ૪
ઇનભવ પરભવ શરણુ તુમારા, ધ્યાન ધરૂ ચિત્ત આજરી. વંદન. ૫
પ્રભાસ પાટણ મંડન નિરખીં, આતમલબ્ધિ શિવતાજરી. વંદન. ૬

---

## શ્રી માંગરોળ મંડન સ્તવન.



(રાગ--સોયણી. ઠેકા પંજાબી--જિન ગુણ ગાવત સુર સુંદરી--એચાલ.)

સેવો ભવિનાથ નિરંજન સ્વામ............................ટેક.

નવપલ્લવ પ્રભુ પાસ જિનેશ્વર, માંગરોળ મંડન જગવિસરામ. સેવો.૧

ગુણમણિ રતનકી ખાન અનુપમ, મનમોહની સુરત અભિરામ. સેવો.૨

પુષોત્તમ પુંડરીક તું સિંહવર, ગંધહસ્ત્યાદિક ઉપમાઠામ. સેવો.૩

દેવ તરૂસમ વાંચ્છિત પૂરન, ચિંતામણિ ચિંતા ચૂરનામ. સેવો. ૪

તુમ નામે શિવમંગલ પ્રગટે, નાસે આધિ વ્યાધિ તમામ. સેવો. ૫

આતમલબ્ધિ શ્રેયંકર સ્વામી, દ્યો સેવકને આતમરામ. સેવો. ૬

---

## શ્રી વંથલી મંડન સ્તવન.



( રાગ--વહંસ )

શ્રીમર ભવિ શીતલ પ્રભુ જિન ચંદા,

થે તો અવિચલ શિવ ફલકંદા.........................ટેક.

ભદ્દિલપુર નગરમેં જાયો, દઢરથ કુલદિનેંદા;

નંદામાતા નંદજયંકર, અંગ ઉપાંગ સોહુંદા. સીમર. ૧

કનક વરણુ અંગ અદ્દભૂત સોહે, શ્વાસોશ્વાસ સુગંધા;

રૂધિર આમીષ દૂધવત્ ઉજજવલ, નિરોગકાય અમંદા. સીમર. ૨

સ્વેદ રહિત કાંતિ ગુણુધારી, ગુણુ અતિશય કંદા;

અંતરવૈરી ગણુવશ કીના, ત્રિભુવનનાથ આનંદા. સીમર. ૩

શીતલ નામ શિતલ જ્યું ચંદન, તીનસે અધિક શિતંદા;

પ્રભુ પદ ફરસત ભવ દુઃખ આતપ, છીનમેં શાંત કરંદા. સીમર. ૪

અષ્ટ કરમ ક્ષય કર પ્રભુ જ્ઞાની, પરમ શક્તિ ધરંદા;

કરૂણા સાગર ગુણુ અતિ દેખી, ભવિજન મોદક રંદા. સીમર. ૫

વંથલી મંડન આતમ આનંદ, કલિમલ દુઃખ હરંદા;

આત્મલબ્ધિ અચલ મહોદય, દ્યો દાસને પરમઆનંદા. સીમર. ૬



# શ્રી જુનાગઢ મંડન સ્તવન.



(રાગ--ભૈરવી)

ચલો ચલોરી ચેતન પ્રભુ પૂજનકું.....................ટેક.

પંચામૃતમય તિર્થોદકશેં, વિધિસેં સ્નાન કરાવનકો. ચલો. ૧

કેશર ચંદન મૃગમદ ઘોલી, નવઅંગ તિલક લગાવનકો. ચલો. ૨

મસ્તક મુગટ રતન જડિતકા, કરણકુંડલ ચલકાવનકો. ચલો. ૩

ગલ બીચ મણિ મોતનકી માલા, હીરા તિલક ઝલકાવનકો. ચલો. ૪

હસ્તમેં કંકણ કરમેં બીજોરા, બાંહે બાજુબંધ ઠાવનકો. ચલો. ૫

અંગે આંગી અનુપમ સોહે, પંચ વરણ ફુલ ચઢાવનકો. ચલો. ૬

ધુપ દીપ નૈવેદ્ય ફુલોસેં, અક્ષતાદિ કસે સેવનકો. ચલો. ૭

ઘનનન ઘંટડી બાજે ઘમઘમ, શિખરધજા ફરકાવનકો. ચલો. ૮

આરતી મંગલ દીપક કરશું, બાજીંત્ર નાદ બજાવનકો. ચલો. ૯

વિવિધ પ્રકારે નાટક કરીને, ભવ ભ્રમણ હઠાવનકો. ચલો. ૧૦

શ્રીવીર પ્રભુની ભક્તિ ફલશે, જુનાંગઢમેં પ્રભુ ધ્યાવનકો. ચલો. ૧૧

કરમગઢભંજન આતમ સ્વામી, શિવલબ્ધિ સુખપાવનકો. ચલો. ૧૨

# શ્રી મહુવામંડન મહાવીરસ્વામી જિન સ્તવન.



( પ્યારા પાસજી હોલાલ—એ ચાલ. )

તારા દાસને હોલાલ, વીર પ્રભુ મને તારો દયાલ—ટેક.
મોહરાય માર્યો, કર્મ બેડી માંહે ઘાલ્યો;
ગતિ ચારમાં વિલોડી, દુઃખદાહમાં બાળ્યો. તારા. ૧
રાગ દ્વેષ ચોરટા, લૂંટ્યું આતમ ધન;
ઉડાડે કષાય ધુલી, કરે મેલું મન. તારા. ૨
ગોસાલોને જમાલી, ચંડકૌશી નાગ;
ગુનેગાર ઉદ્ધર્યાને, આવ્યો મારો લાગ. તારા. ૩
અવગુણ બોલ્યા તાહારા, ઈંદ્ર ભૂતિ ગૌતમ;
તેને ગણિ પદ દઈ, કર્યા ગુણોત્તમ. તારા. ૪
શ્રેણિકાદિ જીવડા, તાર્યા તેં અનેક;
હવે કેમ ઢીલ કરો, આપો મને ટેક. તારા. ૫
દુર્ગુણ સઘળા હરી, ઉત્તમ ગુણ આપ;
મહુવા મંડન જીતીયો, આતમ લબ્ધિ છાપ. તારા. ૬

# શ્રી ચારૂપ મંડન જિન સ્તવન.



( રાણકપુર રળિયામણુંરે લોલ— એ ચાલ)

પાર્શ્વ જિનેશ્વર પુજતાંરેલાલ, ઉપસર્ગ નાસે દૂર; મનમોહ્યુંરે.
પુરૂષાદાનીના નામથીરે લાલ, કોટી કલ્યાણ ભરપૂર. મનમોહ્યુંરે. પા. ૧
ચોર ચરક ભૂત પ્રેતનારે લાલ, ડાકણશાકણ દેવ; મનમોહ્યુંરે.
રાક્ષસ કિન્નર મહોરગારે લાલ, વિષધરવિષ ખેવ. મનમોહ્યુરે. પા. ૨
સિંહને હાથી શિયાલનારે લાલ, વૃષભ અશ્વને કાગ; મનમોહ્યુંરે.
ઇત્યાદિક મરણાંતનારે લાલ, દુઃખ ભયંકર ત્યાગ. મનમોહ્યુંરે. પા. ૩
તેથી અનંતગુણ ભોગવ્યારે લાલ, કર્મ ઉપસર્ગ ક્રૂર; મનમોહ્યુંરે.
ચારગતિમાંઆથડાયારેલાલ,અનાદિઅનંતદુઃખપૂર.મનમોહ્યુરેપા.૪
વિનંતિ માનો નિજદાસનીરે લાલ, ઉપસર્ગ દ્રવ્યનેભાવ; મનમોહ્યુંરે.
કૃપાકરીને ટાળશોરે લાલ, સ્થાપોધર્મસ્વભાવ. મનમોહ્યુંરે. પા. ૫
આપ પ્રસાદે સાધશુંરે લાલ, જૈનધર્મમનોહાર; મનમોહ્યુંરે.
ચારૂપમંડપમહેરથીરેલાલ, આત્મલબ્ધિ શ્રેયકાર. મનમોહ્યુંરે. ૬.

# શ્રી મેત્રાણા મંડન આદિ જિન સ્તવન.



( રાગ કલ્યાણ—તાલદાદરો—નાચતસુરવૃંદ—છંદ )

શ્રી જિન આદિદેવ, સેવા વસુખકારી—ટેક.

નર્મલ જલભરીરે કુંભ, પંચામૃત લેઇ શુદ્ધ;
નવણ કરો જિનરાજઅંગ, તીનયોગ વિમલકારી. શ્રી. ૧
ભીમસેની કપુર રંજન, મૃગમદને કેસર ચંદન;
ઘસકે વર કચોરી ભર, નવઅંગ તિલક કારી. શ્રી. ૨
ઉત્તમ પાંચ વર્ણ ફૂલ, ગુંથી વરમાલ સ્થૂલ;
પ્રભુ ગલસ્થાપીને પૂર્ણ, આંગીરચો મનોહારી. શ્રી. ૩
સુંદર જાતિ ધૂપ ચંગ, ઉખેવો જિનવામે અંગ;
ગોઘૃત દીપક રંગ, દક્ષિણ અંગ ધારી. શ્રી. ૪
અક્ષત નૈવેદ્ય થાલ, પૂજો ફલ શ્રેષ્ટ માલ;
દ્રવ્ય અષ્ટ પ્રકાર વિધ, અર્ચન શિવકારી શ્રી. ૫
આરતી મંગલ દીપ ગીત, નાટક વિવિધ કરો સંગીત;
મધુર સ્વરે જગભાન ગુણ, ગાવોઆતમતારી. શ્રી. ૬
મહાનિશીથ દોય—પ્રકાર, દ્રવ્ય અરૂ ભાવ સાર;
શ્રાવક દોય પ્રકાર માન, ભાવે મુનિ દુઃખ ટાલી. શ્રી. ૭
મેત્રાણા મંડન સેવો બુદ્ધ, ભક્તિભાવે દીલ શુદ્ધ;
આતમ લબ્ધિ મુક્તિફલ, કહે તીર્થંકર તારી. શ્રી. ૮



## શ્રી કેશરીઆજીનું સ્તવન.



( રાગ ધન્યાશ્રી–પૂજનકરોરે આનંદી—એચાલ. )

દર્શન કર્યોરે આનંદી, કેસરીઆજી–ટેક.

છેલ છોગાલા પ્રીતમ વહાલા, પ્રેમે પદ યુગ વંદી. કે. ૧
તખત બિરાજો શ્યામ સલુણા, જનમન મોહનાનંદી. કે. ૨
નયલ યુગલ ચક્ષુવિન શોભે, સુરત શાંતરસવૃંદી. કે. ૩
આઠ દ્રવ્યસુજગજન પૂજી, ગાવે મધુર ગીત છંદી. કે. ૪
કેસરના કીચ કરીને અર્ચન, સર્વ વરણ જિનંદી. કે. ૫
નવઅંગ ઉપર આંગીઓ બીરાજે, જવેરાતનીઝલકંદી કે. ૬
પાંચ વર્ણ શું ફૂલના ઢગલા, પૂજે, ઊછલે સુગંધી. કે. ૭
જ્યોતિ અખંડિત જગમગ દીપે, પાપતિમર નિકંદી. કે. ૮
દેશ દેશમાં જયજડાડંકો, વાગે અતિશે અમંદી. કે. ૯
દેશ મેવાડમાં નગર ધૂલેવા, ત્યાં દેખ્યો નાથ સોહંદી. કે. ૧૦
દોહાદાજી આતમ લબ્ધિ, તું દાસને સહજાનંદી. કે. ૧૧



## શ્રીનાગોર મંડન સ્તવન.

 

( રાગ—માઢ. તાલ લાવણીકી )

( થારી ગઇરે અનાદિ નિંદ, જરા ટુંક જુઓ ના સહી. એ ચાલ )

ભવિ પુન્ય ઉદય તુમ પાયે, મંદિરમેં આવો તો સહી–ટેક

શ્રી આદિનાથ જિનેશ્વર દેવા, ધ્યાવો તો સહી;
શુદ્ધ જોગ કરનશુભભાવ, હીયેમેં લાવો તો સહી. ભ. ૧
પુન્યાનુંબંધી પુન્ય સુહંકર, ફરશો તો સહી;
શુદ્ધ ભક્તિ ભાવે શુદ્ધ, વિધિસે ગાવો તો સહી. ભ. ૨
સાતશુદ્ધિસેં જિનવરભકિત, ઠાવો તો સહી;
દશત્રિક યુક્ત આતમ આનંદ, ભાવો તો સહી. ભ. ૩
ધર્મ દત્તનરેશ્વર આદિ, ગાવો તો સહી;
જિન ભકિતસેં શ્રી જિનપદલીનો, ચઢાવો તો સહી. ભ. ૪
નાગોર મંડન નાથ નિહાલી, સેવો તો સહી;
કરે આતમ શકિત ભવ દુઃખ ભંજન, પાવો તો સહી. ભ. ૫

---

## શ્રી ખંભાત મંડન સ્તવન.



( રાગ જંગલો. પંજાબી ઠેકા—અબ મોહે ડાંગરીઆ. એ ચાલ. )
પારસ નાથજી તું પરમેશ્વર, અરજ અમર પદદાય, જિણંદજી. ટેક.
અશ્વસેન વામાદેવી નંદન, નીલવરણ છબી છાય; જિ.
નગર બનારસમેં પ્રભુ જાયો, ત્રિભુવન જન ગુણ ગાય. જિ. પા. ૧
કંત પ્રભાવતી માન કમઠકા, ભંજનસૂરવીર રાય; જિ.
શાંત વદન કરૂણારસ સાગર, જ્વલન સર્પ બચાય. જિ. પા. ૨
સેવક મુખ નવકાર સુણાકે, ધરણેંદ્ર પદવી દાય; જિ.
છોડ સંસારકો સંજમ લીનો, પ્રભુજી ધ્યાન લગાય. જિ. પા. ૩

કમઠ જીવજે મેઘમાલીકા, દે ઉપસર્ગ અપાય; જિ.
ઘનઘોર ઘટા અતિ વિઘત ચમકે, ગર્જત જલ વરસાય. જિ. પા. ૪
પ્રભુનાસાગ્ર જલપુરઆયો, જેમ મુખ કમલ સોહાય; જિ.
આસન કંપ્યો ધરણુ પ્રભુકા, પદ્માવતી સંગ આય. જિ. પા. ૫
કમઠ અસુર પ્રભુ ચરણુ નમાવ્યો, ભક્તિ કરી ઘર જાય; જિ.
તીન રત્ન સુહંકર સાધી, ધર્મ ચક્રી પદપાય, જિ. પા. ૬
સંઘ ચતુર્વિધ સ્થાપીને પ્રભુજી, શિવરમણી સુખપાય; જિ.
ખંભાત મંડન સ્થંભન સ્વામી, આત્મ લબ્ધિ પ્રદાય. જિ પા. ૭

---

## શ્રી વિકાનેર મંડન જિન સ્તવન.



( રાગ વંઢસ )

તિર્થ શ્રી વિકાનેર સુહાયા, મેં તો ભેટત આનંદ પાયા.—ટેક
ઋષભ જિનેશ્વર પ્રથમ જયંકર, મોટી સુંદર કાયા;
સ્મરણુ ફલ પ્રભુ વિઘન વિનાશક, દીજો શિવપુર માયા. તિ. ૧
આદિ જિનેશ્વર મૂર્તિ નામે, પાર્શ્વ ચિંતામણિ ગાયા;
ચિંતા ચૂરણુ શ્રી શાંતિ જિનેશ્વર, શાંતિ કરણુ ચિત્ત છાયા. તિ. ૨
શ્રી સુપાર્શ્વ કુંથુ જિનેશ્વર, અજિત અજિત જિનરાયા;
ઋષભ પાર્શ્વવ પારસ સમ ચેતન, લોહ કનક બનાયા. તિ. ૩
સુમતિ નાથજીકા મંદિર મોટા, શ્રી શ્રીમંધર સુખદાયા;

શ્રી શંખેશ્વર વીર જિનેશ્વર, મોક્ષ માર્ગ દર્શાયા. તિ. ૪
ગોડી પાર્શ્વને સહુઅ ફણાજી, દર્શન કર હર્ખાયા.
વાસુપૂજ્ય ઔર નેમિ પ્રમુકે, ચરણ શરણમેં આયા. તિ. ૫
ચંદ્ર પ્રભુ શ્રી શાસન નાયક, મહાવીર શાસન પાયા;
ઔર મંદિરકે બીચ મંદિર જો, સકલ જિનેશ્વર ગાયા. તિ. ૬
શ્રી જિન ચૈત્ય અનૂપમ સોહે, દેખત મન હુલસાયા;
આતમ લબ્ધિ અખૂટ ભંડારી, પ્રભુ સેવા સુખ પાયા. તિ. ૭

---

## "શ્રી વિકાનેર મંડન આદીશ્વરજીને સ્તવન."



( રાગ. મહ્લી બીરાજે ભાયણી ગામમાં )

મૂર્તિ સૂરતિ અનુપમ સુંદર, મોટી અદ્‌ભૂત કાયા;
શાંતી વદન જિન ચંદ્ર બિરાજે, ભવિ ચકોર મન ભાયાજી. શ્રી. ૧
પદ્માસનસ્થ ધ્યાન મનોહર, દગ નાસાગ્ર ઠાયા;
કરૂણા રસ ભર કુંડ સુહંકર, ભવિભવ તાપ સમાયાજી. શ્રી. ૨
જગપુરૂષોત્તમ નાથ નિરંજન, સાર્થવાહ કહાયા;
મહાગોપ મહા માહણ તૂંહી, નિર્યામક સુખ દાયાજી. શ્રી. ૩
નાભિ નંદન શુભ તનુ કંચન, વૃષભ ચિહ્ન સુહાયા;
પ્રથમ નરેશ્વર આનંદકારી, જગ વ્યવહાર દીખાયાજી. શ્રી. ૪
પ્રથમ મુનીશ્વર તપ જપ ધારી, ઘાતી કર્મ ખપાયા;

પ્રથમ જિનેશ્વર કેવલ પાયો, ધર્મ તિર્થ વર્તાયાજી. શ્રી. ૫
ચૌતીશ અતિશય પેંતીશ વાણી, દ્વાદશ ગુણ પતિ પાયા;
ચઉવિધ સુર ગણુ ચઉસઠ ઇંદર, પૂજન કૃતનર રાયાજી. શ્રી. ૬
હરિ હર બ્રહ્મા શ્રી જિન આદિ, જિન અવતાર કહાયા.
દોષ અઢારા રહિત પ્રભુકે, ચરણુ શિશ નમાયાજી. શ્રી. ૭
રત્ન ચિંતામણિસેં તું અધિકો, ચિંતા નાશય પાયા;
મનકે વાંચ્છિત પુરણુ સ્વામી, કલ્પ વૃક્ષ સવાયાજી. શ્રી. ૮
સકલ ગુણુ રત્નાકર પ્યારા, પુણ્ય ઉદયમેં પાયા;
એંસા પ્રભુકે દર્શન કરકે, આતમ લબ્ધિ પતિ ગાયાજી. શ્રી. ૯

---

## શ્રી ઇડરગઢ મંડન સ્તવન.



( રાગ ભેરવી. લાગીલગન કહો કેસે છુટે. )

શાંતિનાથ કરૂણારસ સાગર. શાંતરૂપ દિદારે—ટેક.
વિશ્વસેન અચિરાજીકે નંદન, ચંદ્રવદન દ્યુતિધારારે. શાંતિ ૧
જન્મ સમય પ્રભુ રૂજાનિવારી, ગજપુર જનહિતકારારે. શાંતિ. ૨
પંચમ ચક્રી સોલમા જિનવર, શાંતિનાથ જયકારારે. શાંતિ. ૩
કંચન વરણુ વપુ અતિસુંદર, મૃગપદ લંછન ધરારે. શાંતિ. ૪
રાગદ્વેષ મહા મલ્લકોજીતી, દૂરકીયા સંસારારે. શાંતિ. ૫
સિદ્ધ બુદ્ધ અવિચલ જ્યોતિ, શાશ્વત શિવપદ ધારારે શાંતિ. ૬
આતમ લબ્ધિ પુરણુ પાયે, ઇડરગઢ મંડન પ્યારારે. શાંતિનાથ. ૭

## શ્રી મંક્ષી મંડન સ્તવન.



( રાગ—ઠુમરી. )

મક્ષી પ્રભુ પારસનાથજી, તુમ દર્શનસેં સુખ પાયોરે—ટેક.
મસ્તક મણિધર છત્ર સોહન, અષ્ટમી શશિસમ ભાલમોહન;
સુધારસ ભરનયના બોહન, મુખ કમલ સુહાયોરે. મક્ષી. ૧
નીલ રતન સમ દેહ ધરન, અહિ લંછન પદ શુભ ભરન;
દષ્ટિ નાસાગ્ર ધ્યાન મગન, પદ્માસન ઠાયોરે. મક્ષી. ૨
મોહ મદન દલ ચુર કરન, નિજ પરમાતમ રૂપ મગન;
ચતુષ્ટય પુર્ણ ભાવ ધરન, ત્રિભુવન જન ગાયોરે. મક્ષી. ૩
પૂર્વ પુણ્યે લાગી લગન, આયો તુમરે ચરણ શરણ;
દેશ માલવ મક્ષી મંડન, ભવ અંત કરાયોરે. મક્ષી. ૪
આતમ આનંદ લક્ષ્મી મગન, મુક્તિ અચલકા સુખ વરણ;
લબ્ધિ શાશ્વત પદરટણ, તસ વાંચ્છિત ફલ દાયોરે. મક્ષી. ૫

---

## શ્રી નાડોલ મંડન સ્તવન.



( રાગ-મહાવીર ચરણુમેં જાય, મેરા મન લાગરહો )

પદ્મ પ્રભુ ચરણુમેં આયા, મેરો દીલ આણુ વસ્યો—ટેક
દીન હીન જંતુ તારકૃપાલુ, પતિત અનાદિ સંસાર. મેરો. ૧

ચાર કષાયે મદન રંગ ભીનો, પાયો દુઃખ અપાર. મેરો. ૨
મોહ અજ્ઞાન તિમિર અતિ છાયો, શુદ્ધ બુદ્ધ દાતારે વિશાર. મેરો. ૩
પારંગત પરમાતમ સ્વામી, તુજ ભક્તિ ભવપાર. મેરો. ૪
સંપ્રતી નરપતિ દેવલ કીનો, અતિ ઉત્તંગ વિસ્તાર. મેરો. ૫
શ્રીધર નંદન ભવભય ભંજન, બિરાજત મનોહાર. મેરો. ૬
કરી દર્શન સેવક જન પૂજે, કરત સફલ અવતાર. મેરો. ૭
અંતર વૈરી કાટ સુહંકર, શરણાગત ભવિતાર. મેરો. ૮
નાડોલ મંડન નાથ કૃપાલુ, આતમ લબ્ધિ ભંડાર. મેરો. ૯

---

## શ્રી અંતરીક્ષ મંડન સ્તવન.



( ચાલ—મહબુબ્જાની. )

અંતરીક્ષ પાર્શ્વ જિનંદા, સ્વામી હમારા;
મન મોહન ચંદ ચકોરા, આનંદ દીદારા. અંતરીક્ષ. ૧
રાજીવ લોચન તેરે, ભવિ ભ્રમર ગુંજારા;
તુમ ગુણ રૂપ મકરંદ પીકે, ભવ શાંતિ અપારા. અંતરીક્ષ. ૨
મનમથ મરદન સ્વામી, મોહરાય વિડારા;
અજ્ઞાન તિમિર જગ હરતે, રવિજ્ઞાનઉજારા. અંતરીક્ષ. ૩

સિદ્ધ બુદ્ધ પરંમ તું જોગી, રાગ દ્વેષ નિવારા;
મહાનંદ સરોવર હંસા, વામા સુત પ્યારા. અંતરીક્ષ. ૪
સંસાર સમુદ્ર તારન, કરૂણા કરતારા;
ચરણ કમલ નિત સેવી, ગુણ ગાઉં થારા. અંતરીક્ષ. ૫
મેં પૂરવ પુન્યે પાયો, શરણ તુમારા;
અંતરીક્ષ પતિ તું, આતમલબ્ધિ જયકારા. અંતરીક્ષ. ૬

---

## શ્રી વાધપુર મંડન સ્તવન.



( આવો આવો પાસજી મુજ મળીઆરે—એરાગ. )

પ્રભુ તુમે તારજો એક વેળારે, હું તો વિનતી કરૂં અલબેલા–ટેક
મારૂં મનડુ અતિસેં પાપીરે, નિત જીવડાને સંતાપીરે;
દુષ્ટ કર્મને સંગે સ્થાપી.........................પ્રભુ. ૧
અપરાધી શેવક તારોરે, પાપ ગણુતરીનો નથી આરોરે;
કેમ તરશે ગુનેગારો૦.........................પ્રભુ. ૨
જગમાંહીજેનિરદોષારે, તેતો અખૂટછે ગુણના કોષારે;
તેને પ્રણુમું જીવન પોષા૦.........................પ્રભુ. ૩
જીત શત્રુ નૃપકુલ ચંદોરે, સ્વામી વીજયા દેવીના નંદોરે;
તું હરિ હર બ્રહ્મા જીન ઇંદો૦.........................પ્રભુ. ૪

વારી જાંઉ વારંવારીરે, વાઘપુરમાં આતમ તારીરે;
વિજય શક્તિ નમે ક્ષેમ કારી૦ ........................પ્રભુ. ૫
કહે રત્ન વિજય કરજોડીરે, મારા મનનાં માન મેરોડીરે;
પૂજ્ય ભવ ભવના દુઃખ તોડી..........................પ્રભુ. ૬

---

## શ્રી જામનગર મંડન સ્તવન.

( લાવણી. )

શ્રી આદ્દી નાથ મહારાજ, જગન શિરતાજે.
મે દર્શન કરકે, પાયા આનંદ સામ્રાજે   શ્રી. ૧
આંદિત મુખ નિર્મળ, જયોત અનુપમ છાજે;
ભવિ પંકજ વિકંશે, પ્રભુ નિરખત મન માંજે.   શ્રી. ૨
* તન્ત તન માત્રથી, દુરીત કુમત તમ ભાંજે;
જેમ નાશે હરીણુ ગજાદી દેખત મૃગરાજે   શ્રી. ૩
માધુર ભાવિક સેવક, ગુણુ ગાયક મહારાજે;
તુમ દર્શનસે નીત, પ્રસન્ન સજજન સમાજે.   શ્રી. ૪
રાજ નીતિને શ્રી ધર્મ, આદ્દિ જીનરાજે;
પ્રભુ ભાખ્યાછે વ્યવહાર, જગતને કાજે.   શ્રી. ૫
મદદ હું માગુંને, અરજ ગુજારૂં આજે;
ફીર ભવ સિંધુમાં બુડે, નહી મુજ ઝાઝે.   શ્રી. ૬
જીવ રક્ષક મંડન, જામપુરી વિભ્રાજે;
હું ચાહું આતમ શક્તિ, શિવપુર રાજે.   શ્રી. ૭

---

* તન્ત–અતિશય

## શ્રી ઘોઘા મંડન પારસનાથનું સ્તવન.



( લાલ ગુલાબી આંગી બનીરે–એ રાગ. )

શ્રી નવખંડા જિનરાજનીરે, આછી મૂર્તિ મોહનગારી લાલ.—ટેક
પારસ સમા ભવિ લોહનેરે, તત્ક્ષણ સોનું કરનારી લાલ. શ્રી. ૧
રમણિક રૂપ કરે નવનવારે, માર્તંડ જેમ ત્રિકાલી લાલ. શ્રી. ૨
સર્વ સુલક્ષણ ગુણ દેહડીરે, રાજા જેમ મનોહારી લાલ. શ્રી. ૩
પ્રભુનો પરચો દેખી આંખથીરે, મહી અદ્ભૂતચમત્કારી લાલ. શ્રી. ૪
ભુતિ પરમ લોકા ગ્રણીરે, જીવને આપે બલીહારી લાલ. શ્રી. ૫
જીવન પ્રભુ નિત સર્મસુંરે, આનંદ લબ્ધિ ભંડારી લાલ. શ્રી. ૬

---

## શ્રી ઘોઘામંડન સ્તવન.



( મન મોહ્યું જંગલકી હરણીને–એ રાગ. )

ચાલો ચાલો પ્રભુપદ પુજનેરે,..............................ટેક.
શ્રી નવખંડા પાર્શ્વ જિનેશ્વર, તારક તારે અબુજનેરે. ચા. ૧
સુરનર ઇંદ્ર યોગીંદ્ર વિદ્યાધર, મન મોહ્યા જગ તુંજનેરે. ચા. ૨
સમક્તિવંત સેવત દીલધારી, ભાવથી અઘકર્મ ઉજનેરે. ચા. ૩
મૂર્તિ ચિંતામણી ચિંતિત્ દાયક, કામિત કામ ગૌદ્દજનેરે. ચા. ૪
ઘોઘા મંડન ગુણ મણિ મંદિર, આપો આતમ લબ્ધિ સુજનેરે. ચા. ૫

---

## શ્રી ઘોઘા મંડન સ્તવન.



( રાગ કેરબો. )

શ્રી નવખંડા પ્રભુ પાસવે, તોરી છબી નિરખ હરખાઉંરે. ટેક
શરણાગત તુમ આવા ગમનને, નિવારક તમને ધ્યાવુંરે. શ્રી. ૧.
પુરૂષા દાણીનું બિરૂદ સંભાળો, રાખો લાજ ગુણ ગાઉંરે. શ્રી. ૨.
કિંકરની અવગણના કરશો, તો કેમ રહેશે લાજ દુઃખ પાઉંરે. શ્રી. ૩.
તુમ કને આવી દુઃખ ગમાવું, સુખ લઇ આનંદ થાઉંરે. શ્રી. ૪.
મોહ મદન અરૂ રાગને દ્વેષા, વળી કુમતિ કુટીલા નસાઉંરે. શ્રી. ૫.
મહેર કરી ઝટ વાંચ્છિત આપો, વિન લીધા કેમ જાઉંરે. શ્રી. ૬.
તન મનને એકાગ્ર કરીને, ધ્યાના–નલેકર્મ જલાઉંરે. શ્રી. ૭.
આતમ લબ્ધિ શિવ વધુ વરશું, પરમાનંદ પદ પાઉંરે. શ્રી. ૮.

---

## શ્રી "પાટણ મંડન શ્રી પાર્શ્વજીન સ્તવન"



(રગ સોહણી–પંજામી.)

શ્રી પાર્શ્વજી નંદ ભવિ પૂજલે, મહા સિદ્ધિ સુખતુ પાવેગા–ટેક.
પાવન કર નિજ આત્મા, પ્રભુ ગુણ ગંગોદકમેં;
ભક્તિ પૂરણ લય લીનસેં, ધરી ભાવ ગુણ પ્રગટાવેગા. ૧.
રમણ કર શુભ ધ્યાનમેં, અવગુણ કદંબ નિવારકે;

મિથ્યાત્વ કૃત્ય સબ છાંડકે, સમ્યકત્વ શ્રદ્ધા પાવેગા. ૨.
સમસ્ત યોગ સાધના, ભોગ ત્યાગ જીનવર આણુશે;
ગુરૂ ગમસેં વિધિ પાયકે, કરણી સફલ કર જાવેગા. ૩.
દેવ પાટણુ શુભ મંડના, જન રંજના મન મોહના;
પંચાસરા શિર શેહરા, નિર્દોષ ગુણુધર સેવેગા. ૪.
વર અનંત ચતુષ્ટયા, આત્મ લક્ષ્મિ-ભંડાર હે;
કુમુદ હીર ગુરૂ પ્રતાપસેં, શિવ શક્તિકો શુદ્ધ પાવેગા. ૫.
જીવન જગગુરૂ સાહેબા, સુણીયે સેવક અરદાસરે;
અંતરંગસેં નિહાલતું, શક્તિ ક્ષેમંકર ધારેગા. ૬.

---

## શ્રી "સરસા મંડન-સ્તવન"



(રાગ મહુબુબજાની ચલ.)

સરસા મંડન જિન દેવા, મુનિ સુવ્રત સ્વામી;
દરશન મનોહર કરતે, ભવિ સુખ કામી. સરસા–ટેક
ગુણુ જ્ઞાન પુરણુ જગભાનું, પ્રકાશક નામી;
અજ્ઞાન તિમિર ધન ચૂરણુ, નિર્દૂષણુ ગામી. સરસા. ૧
તું નાથ પાથ[1] શિવ પૂરકા, તુંહિ અંતર જામી;
તુમ નામકવાથ પીડ નાશન, જય ત્રિભુવન સ્વામી. સરસા. ૨

---

૧ સૂર્ય

દુષ્ટ અષ્ટ કરમકા ભંજન, સુરવીર નામી;
ભવસાગર નિર્યામકતું, તારક વિશ્રામી.———સરસા. ૩
એસા પ્રભુ પુરવ પૂન્યે, પાય નમામી;
શુદ્ધ ભકિત ધર તુમ સેવક, ગાવત અભિરામી. સરસા. ૪.
કર કરૂણા વાંચ્છિત પૂરણુ, કર સુરતરૂ નામી;
શિવ લબ્ધિ આનંદદીજો, પદ આતમરામી. સરસા. ૫.

---

## શ્રી પાટણુ મંડન સ્તવન.



(રાગ કાહનડો.)

પાર્શ્વજી નંદા પાર્શ્વજી નંદા, વામા નંદન પાર્શ્વજી નંદા;
અણુહીલપુર પાટણુમેં સોહે, પાર્શ્વ પંચાસરા ભવિ મન મોહે. ટેક
પંચામૃત સુધ્ધોદક લ્યાવું, સુંદર કંચન કલશ ભરાવું;
તન મન હરખસેં સ્નાન કરાવું, અંગ લુછન કરું ચિત્ત આનંદા. ૧
કેસર ચંદનમૃગ મદ ઘોલું, અતિહીંમનોહર ભરીરેકચોલું;
નવ અંગ તીલક કરી જય બોલું, દો સ્વામી મુજ સુખ અમંદા. ૨.
જાતી ઉંચકે પૂષ્પ મંગાવું, પંચ વરણુકે પ્રભુકો ચઢાવું;
પ્રભુ ગલ માલા મોતીકી પાઉં, મુગટ કુંડલ સોહે બાજુ બંધા. ૩
વાસ સુગંધી ધુપ ધુખાઉં, કુમતિ કુગંધી દુર હરાવું;
જ્ઞાન દીપક મય જયોત જગાવું, ગાત હું તુજ ગુણુ જીનંદા. ૪.

અક્ષત તંદુલ સુભગ મંગાવું, જ્ઞાનાદિક તીન પુંજકો પાવું;
શિવ સુખ લેવા સિદ્ધ શિલાઠાવું, સ્વસ્તિકસેં ગતિ ચાર હરંદા. ૫.
નૈવેદ્ય ફલસેં પૂજન તેરી, ઉત્તમ જાતી લેઈ ગણેરી;
કરૂં ભક્તિ શક્તિ નહી મેરી, અઠ વિધ પૂજન પરમ આનંદા. ૬.
આરતી દીપક મંગલ ગાવું, અનેક વાજીંત્ર સાથ બજાવું;
પ્રભુ લબ્ધિ વિજય સુખ પાવું, દીજો સેવકને આતમ આનંદા. ૭.

---

## "શ્રી હુશીઆરપુર મંડન સ્તવન."



(કીતનીક દૂર તેરી કાશીરે પંડતા—એ રાગ.)

જાય પ્રભુ ચરની લાગરે મંદીરમેં..........................ટેક.
ત્રણુ ભુવન પતી જીન પતી સોહે, નિર્દૂષણુ વીતરાગરે મં. ૧.
ગુણુ રતન ભંડાર નિરૂપમ, જ્ઞાન ભાનુ મહા ભાગરે. મં. ૨.
દરશન કર ચિત્ત આનંદ મેરા, મોહ નિંદસેં જાગરે. મં. ૩.
પરમ દયાળુ પરમ કૃપાલુ, ભવ દુઃખ શાંતિ બાગરે. મં. ૪.
જય સિરી વાસુ પૂજ્ય જિનેશ્વર, જય મુક્તિ વધુ રાગરે. મં. ૫.
હુંશીયાર પુર મંડન તુમ નિરખી, કરમ સુભટ ગયા ભાગરે. મં. ૬.
આતમ રામ અમર સુખ દાતા, આતમ લબ્ધિ અથાગરે. મં. ૭.

---

## " શ્રી લાલપુર મંડન સ્તવન. "



( આજનો લહાવો લીજીએરે.—એ રાગ. )

આજના પુણ્યનો લહાવોરે, ચાલો લેશું સખીરી.-ટેક.
તન મન વચને પાવન કરશું, ધર્મનાથ પ્રભુ પુજશુંરે. ૧
માન મુકી પ્રભુ આગળ રેશું, તન મનનાં દુઃખ કહેશુંરે. ૨
રાગ દ્વેષ રૂપ વૈરીને હરવા, ભવસાગરથી તરવારે. ૩
મહા ઉપગારી જગએ બંધુ, એહ વિના સર્વે અંધુરે. ૪
જીવન પ્રાણ પ્રભુ લાલ પુર મંડન, આતમ લબ્ધિ સુખ નંદનરે. ૫

---

## " શ્રી લાલપુર મંડન સ્તવન. "



( રાગ વિહાગ. )

ચુંભજલે તું પ્રાણી, ધરમ જીન. ટેક.
ધરમનાથ પ્રભુ ધર્મ ધુરંધર, શરણ ગ્રહી ગુણ ગાની..........૧
અષ્ટ કરમને દંડક ચોવીશ, ચતુર ગતિ દુઃખ હાની..........૨
ભવ જળધિસેં તરણા ચાહો, પૂજો પદ જીન જ્ઞાની.......૩
આસરા હરદમ પ્રભુજીકા લેકર, નામ જપો સુખ ખાની. ૪
લાલપુર મંડન પ્રભુજી નિરખત, આતમ લબ્ધિ પ્રગટાની. ૫
જૈન સંગીત મંડળી ગુણ ગાવે, ભવ્ય જીવ હરખાણી. ૬

---

## " શ્રી પટ્ટીનગર પાર્શ્વનાથનું—સ્તવન. "



( ચાલ—નાટકની )

મન મોહન પ્રભુ પાસ જીનેશ્વર,–પરમ સુખ–દાતારજી;–ટેક.
અશ્વસેનરાજા કુલ મંડન, ભંજન દુઃખ અપારજી. ૧
કલ્પ તરૂ સમ વાંચ્છિત પૂરણ, વૈદ્ય ધનંતરિ સારજી. ૨
ચિંતામણિ ચિંતા સહુ ચૂરે, પૂરે ગુણ ભંડારજી. ૩
ભવતારક મેં દરશન પાયો, પટ્ટી નગરમોઝારજી. ૪
આતમ કમલ પ્રકાશક ભાનુ, શિવલબ્ધિ ભરતારજી. ૫

---

## " શ્રીરાધણપુર મંડન શાંતીનાથ સ્તવન. "



( રાગ-કુમરી. )

મોરે દીલ પ્રભુ શાંતિનાથ વસ્યા, સબ દુઃખ શાંત કીયારે કીયા–ટેક.
શાંત સુધારસ મૂર્તિ મનહર, લોકોત્તર રૂપગુણ ધામ કીયારે. ૧
ચિત્ત ચકોર શુભ ચંદ્રવદન તુમ, નિરખ નિરખ આનંદ લીયારે. ૨
મુજ મન ભ્રમરો પ્રભુ પદ પંકજ, રસપીતરપત શાંત જીયારે. ૩
નિર્દૂષણ તુમ મહા વડભાગી, તુમ નામે જગશાંત પીયારે. ૪
આતમ લબ્ધિ પ્રભુ ગુણ ગાયો, જિન રાધનપુર મંડન કીય

---

## શ્રી મઢાર મંડન શ્રી મહાવીર સ્તવન.



( ગઝલ )

શ્રી પ્રભુ વીર જીનવરજી, નિહાલોગે તો કયા હોગા—ટેક.
પ્રભુતાને ગુણીજ્ઞાની, છો સમરથ તું દેવા;
ભુવનમાં એક છો સ્વામી, તારક તારોગે કયા હોગા. ૧
વીર વીતરાગી છો પ્યારા, જગત બંધુ માતા પીતા;
રતન ત્રયીના ઉત્તમ ધારક, પાલક પાલોગે કયા હોગા. ૨
જીત ક્રોધીને જીત ગર્વ, માયા અરૂ લોભને કર્મ;
નમે સુર નરપતિ ભાવે, દુઃખ ટારોગે કયા હોગા. ૩
વર ઇચ્છિતને આપો, યાચક યાચે આતમ લબ્ધિ;
રદ કરવા કરમ વૈરી, સફળ કરોગે કયા હોગા. ૪
જીવનો જીવન છે તુંહી, વિરૂદ્ધ ધારક જગ મોહી;
મઢાર મંડન આતમ હીરો, શોધક શોધોગે કયા હોગા. ૫

---

## શ્રીબ્રાહ્મણવાડ મંડન સ્તવન.



( રાગ પરજ, દર્શન પદ મનમે વસ્યો. એ રાગ. )

વીર જીનેશ્વર સાહીબા, તીન જગ વીસરામી, ટેક.
રણુ કર્યો નિજ આંગણું, મોહ સુભટ સ્થાપી;

જયં કરી જય મેળવ્યો, જય જય પ્રભુ નામી. ૧
જીનેંદ્ર પદ તિર્થેશ્વરૂ, કેવળ જ્ઞાનને પામી;
લોકાલોક પ્રકાશીઓ, ભવિજન સુખ કામી. ૨
નેન વેન મનોહારીયાં, ગુણ લક્ષણ ધામી;
નિર્દોષિન કરૂણા નીધિ, શિવ સંપદ ગામી. ૩
સર્વે સુરાસુરના તમો, પરમ પૂજ્ય છો સ્વામી;
તીન કરન તીન જોગથી, નહી રાખું હું ખામી. ૪
રડવડીઓ ભવ જંગલે, કર્મ તસ્કરે હામી;
કરૂણા નિધિ છોડાવશો, બહુ દુઃખ છે જામી. ૫
જીવનનો પ્રતિ પાલકો, તુંહી આતમ રામી;
બ્રાહ્મણ વાડ પ્રભુ દીજીએ, આતમ લબ્ધિ નામી. ૬

---

## શ્રી રામ નગર મંડન પાર્શ્વનાથ સ્તવન.



( મદ ભુમ્જાની રાગ )

ચિંતામણિ સ્વામી રાયા, ચિંતા મિટાના;
તુમ રામ નગરકે સ્વામી, દર્શન દાના........................૧
પ્રભુ કરૂણા નાથ કહાયા, કરૂણા કરાના,
મુજ ચાર દો દુઃખ નડીઆ, ઉનસેં મુકાના..............૨
દિન રાત જાલમેં ફસીયા, દોય ધ્યાન લુંટાણા;
શઠ કમઠ, વ્યાધિ જડીઆ, સંકટ કટાણા,................૩

મેં અનંત નિગોદમેં રૂલીઆ, કષ્ટે ફિરાના;
અબ તો મહેર કરો ગુણ દાયા, સંસાર તરાના.........૪
દીન સેવક દ્વારે આવ્યા, જીનદેવા પિછાના;
તુમ ચરણ શરણ સુખદાયા, ભવ ભવ દીલાના............પ.
વિજયાનંદસૂરિ પસાયા, જિન ગુણ ગાના;
સાલ તીન પંચ નવ એક ભાયા, સુદી પોષ નવાના. ૬.
ધન્ન કુમુદ હૃદય ખેડાયા, જગતમેં ભાના;
હીરાધિક નિર્મલ કાયા, શિવ લબ્ધિ દાના............ ૭

---

## શ્રીજીરા મંડન પાર્શ્વનાથ સ્તવન.



( રાગ સોરઠો–જિનજીને દીનીમોય–એકજરી–ચાલ )

પાસ પ્રભુ મુજ ખેદ હરિ, દેવ ચિંતામણી જીરેનગરમેં.
તુમ દરશનમેં આણ કરી.....................................ટેક;
પરદુઃખ ભંજન અબ મોય મીલીયો, આશ પુરો એકચિત્ત ધરી;
ચાર કષાય બહુ પીડિત કીનો, મોહરાય અતિ જોર કરી. પા.
રાગ દ્વેષ કરે સોર ભયંકર, મદન દેવ અતિ દાહુજવરી;
તૃષ્ણા ચંડી કુમતિ સંગ ઘેરી, છોડત નાહી મુજ લાર ધરી. પા. ૨
એ પાપી સંગ મૃષા બોલી, પાપ અનેક મુજ શિર ધરી;
યોની ચોરાસીગતિ ચારમેં ફેરી, નૃત્ય કરાવે નવ સાંગ ભરી. પા. ૩
જન્મ મરણસેં બહુ દુઃખ પાયો, દુર્લભ નર ભવ આણ ફરી;

વામા નંદન મહેર કરો અબ, વૈરી જાય સબ દુર નસરી. પા. ૪.
આતમ આનંદ ધારીવ લક્ષ્મી, કુમુદ હીરને હરખ ભરી;
વિજય લબ્ધિ ધર પ્રભુ દાસા, તુજ ચરણો પર આણુ પરી. પા. ૫.

---

## શ્રી ભોયણી મંડન-મલ્લી-જીનનું-સ્તવન.



(રાગ. રેખતાકી ગજલ)

શ્રી જીન ચંદ્ર સુણુ મેરા, હરો ભવ દુઃખકી ફેરી;
આશા પુરણુ કર મેરી, રાખે આશા સેવક તેરી. ૧
તનુ જોગે દુઃખી હોયા, જનમ મરણ બહુ ખોયા;
માર્યા વ્યાધી કરમ જાયા, ભવો ભવ ભટકી આયા. ૨
રાગ અરૂ દ્વેષ મોહ વૈરી, અહનિશ લીયો મુજ ઘેરી;
મલ્લિ જીન નાથજી તેરો; રાખો હવે લાજ હું ચેરો. ૩
કૃપા કર ભોયણી મંડન, અંતરકે કર્મ દલ ખંડન;
જીન વિન શકિત કુન ધારે, હોવે તો કિમ કહું પ્યારે. ૪
ચરણ શરણ મેં તોરા, હરો અજ્ઞાન ઘન ઘોરા;
આતમ શક્તિ અચલ દીજે, સેવકના કાજ સબ કીજે. ૫

---

## " શ્રી શંખેશ્વર મંડન સ્તવન. "



( રાગ બિહાગ. )

પ્રભુ પૂજન કર પ્રાણી, હર્ષધર..................................ટેક.
શંખેશ્વર મંડન જગ સ્વામી, મૂર્તિ શાંત સુહાની. હર્ષધર. ૧
પ્રરૂષાદાની પાસ જીનેશ્વર, સોહે પૂરણ બ્રહ્મ જ્ઞાની. હર્ષધર. ૨
દોષ અઠારાં રહિત પ્રભુ નામી, અનુભવ અમૃત વાણી, હર્ષધર ૩
ક્રીશન વાસુદેવ નરેસકા, વિઘ્ન હર વાંચ્છિત દાની. હર્ષધર. ૪
તીસ કારણ જગ નામ પ્રગટયો, શંખેશ્વર હિતદાની. હર્ષધર. ૫
શ્રી જીન અર્હન્ ભવ અનલ નીર, કરમ કલંક મલહાની. હર્ષધર. ૬
આતમ લબ્ધિ અનંત સુખદાતા, મહાનંદ પદ પાની. હર્ષધર. ૭

---

## શ્રી શંખેશ્વર મંડન સ્તવન. ૨



( મીલ પયો વેદ દુઃખ કાટન હારા, એ રાગ. )

સીમર લે ભાઇ, પ્રભુ સુખદાઇ..................................ટેક.
પાસ પ્રભુકી મહેર હુએ, તબ ત્રિભુવનકી ઠકુરાઈ;
શંખેશ્વરકા નામ અનુપમ, આનંદ સુખદાઇ. સીમર.

જગજીવન પ્રતિપાલક સ્વામી, દેવકા દેવ કહાઇ;
લોકાલોક પ્રકાશી પુરણ, જ્ઞાન અનંત દર્શાઇ. સીમર. ૨
કમ્મઠ ધરન પર સમ ચિત્તધારી, નહી રાગ દ્વેષ જીનરાઇ;
હરીમન ચિંતા દૂર નિવારી, મુક્ત જરા હરખાઇ. સીમર. ૩
શ્રી શંખેશ્વર જગમેં પ્રગટયો, અતીશે ગુણદાઇ;
કર્મ શત્રુકા નાથ સુહંકર, કામિત ફલ વરદાઇ. સીમર. ૪
પુરૂષાદાની પાસ જીનેશ્વર, પર દુઃખ ભંજન સાંઈ;
આપણા બિરૂદ સંભાલો પ્રભુજી, ચિંતાચૂરકરાઇ. સીમર. ૫
પ્રભુ સેવકજન આતમ આનંદ, પુજન કરે હરખાઇ;
શિવપુર વસતી પુરણ લબ્ધિ, દીજે પરમ સહાઈ. સીમર. ૬

---

## શ્રી લુધીઆના મંડન સ્તવન. ૧



( નેમીકે વિના—એ રાગ )

સજ્જન નર પુજો શ્રી ભગવાન.........................ટેક.
શ્રી કલીકુંડ પ્રભુ પાસ જીનેશ્વર, મુલનાયક પ્રધાન. સ૦ ૧
લુધીઆના નગરમેં નાથ અનુપમ, ચિંતામણી સમજાનસ. ૨
ચિંતા ચૂરણ મનવાંચ્છિત પુરણ, દાતા સુખ નિર્વાણ. સ૦ ૩
શિવઘર અજર અમર શુભકારી, જનમ મરન દુઃખહાન. સ૦ ૪
આતમારામ આનંદ અવિચલ, લબ્ધિ પૂરણ ગુણ ખાન. સ૦ ૫

---

## શ્રી લુધીઆના મંડન સ્તવન. ૨



૫૬

કલીકુંડજી પારસ જીન શ્યામહેરે........................ટેક
લુધીઆના મંડન પ્રભુ રાજે, શ્યામ સુંદર રૂપ અદ્ભુત છાજે;
શુભ દર્શન ભવિજન મન મોહન, કંદાનંદ આરામ હેરે. કલીકુંડ. ૧
શાંતી નાથ શાંતી કર સ્વામી, પાસ જીનેશ્વર અંતરજામી;
પદ્મ પ્રભુ અરનાથ મનોહર, અનંત દેવ ગુણ ધામ હેરે. કલીકુંડ. ૨
વામા નંદન પાસ જીનેશ્વર, આસપાસ એહ જગ પરમેશ્વર;
ગૌર વરણ મર્તિ પણ સુંદર, એક લાલ હોય સ્યામ હેરે. કલીકુંડ. ૩
સુકૃત [illegible] આજ હમારા, શ્રી ગુણ નાયક દર્શ ઉદારા;
વાંચ્છિત પૂરણ સુરતરૂ જગમેં, પાપ વિઘ્ન હરઠામ હેરે. કલીકુંડ. ૪
સેવકકી અરજી અવધારો, અષ્ટ કર્મકે દુઃખ નિવારો;
મહાનંદ લબ્ધિ પદ દીજો, યે સુખ આતમરામ હેરે. કલીકુંડ. ૫

---

## શ્રી પટ્ટી નગર મંડન સ્તવન.



( દેશી પૂર્વની )

મન મોહન પારસ જીન નામ હેરે..........................ટેક.
પટ્ટી નગરકે બીચ સુહાયે, પ્રભુ દર્શનકો હમ ચલ આયે;
મુરત સુરત દેખ અનુપમ, આનંદ ચિત્ત ઠામ હેરે. મન. ૧

મસ્તક અદ્ભુત છત્ર બીરાજે, નાગ નાગણી એકાદશ છાજે;
અહિ લંછન પ્રભુ ચરણ મનોહર, શ્વેત વરણ આરામ હેરે. મન. ૨
આસપાસ અનંત જીનેશ્વર, નેમનાથ શ્રી જગ પરમેશ્વર;
સકલ દોષ રહીત જીન દેવા, પુરણ બ્રહ્મ ગુણ ધામ હેરે. મન. ૩
તું બ્રહ્મા તું ઈશ શિવંકર, તું મુજ તારણહાર સુહંકર;
તું ચિદ્ ઘન દેવ નિરંજન, ભવદુઃખ ભંજન ધામ. હેરે. મન. ૪
આતમ લબ્ધિ રાજતમારૂં, કરમ શત્રુના જોરનિવારૂં;
વિનતિ સેવકની ઉરધારો, ધો શિવપુર ઠામ હેરે.......મન. ૫

---

## "શ્રી માલેર કોટલા મંડન સ્તવન."



( મહણુંખ મજાના—એ રાગ. )

શ્રી જગવલ્લભ જગ દેવા, પ્રભુ પાસ જીનંદા;
તુમ દર્શન ભવિ મન મોહે, જેમ ચકોર ચંદા. ટેક.
પ્રભુ ગુણ ગણ ગંગા જલમેં, નિત સ્નાન કરંદા;
ભવ આતપકો હી બુજાકર, અતી હોત આનંદા. શ્રી. ૧
મેં શરણ લીયા પ્રભુ તેરા, હરદે ભવ ફંદા;
પ્રભુનિશદિન ચરણ સરોજે, ચિત્ત અલી રસ લેંદા. શ્રી. ૨
તું પ્રાણ પ્રીતમ જગ સાચા, કથી ધર્મ અમંદા;
નહી રાગ દ્વેષ અરૂ મોહા, નિર્દોષહી જ્ઞાનેંદા. શ્રી. ૩
કૃપા સમુદ્ર સ્વામી, વામાદેવી નંદા;
પૂરણ ગુણ રતન પ્રતાપી, નામી સુખકંદા. શ્રી. ૪

માલેર કોટલા મંડન, આતમ આનંદા;
જો ગાવે પ્રભુ ગુણ ભાવે, શિવલબ્ધિ વરંદા. શ્રી. ૫

---

## શ્રીમાલેર કોટલા મંડન સ્તવન. ૨



( રાગ ઠુમરી. )

ચલોરી ચેતન પ્રભુ દર્શનકો........................ટેક.
પ્રાતઃ સમે શ્રી જીન મુખ દેખો. પરમ મંગલ સુખ મંડનકો. ૧
મુલ નાયક શ્રી પાસ જીનેશ્વર , દેવ પૂજન અઘ ભંજનકો. ૨
વામે શ્યામ મુરત પ્રભુ પારસ, નિત સીમર બુધ નિરંજનકો. ૩
દાહે ચંદ પ્રભુ ચંદ કાંતિ, દેખ ભવિ ચિત્ત રંજનકો.———૪
માલેર કોટલે આતમ લબ્ધિ, દર્શન ફલ શિવ નંદનકો.——૫

---

## શ્રીમાલેર કોટલા મંડન સ્તવન.



( સહસ્ર ફણારે મોરા સાહેબ. એ રાગ. )

પાસ જિનેશ્વર સાહિબા, તોરે દરશ સરસ ભવિ મન હરરી. ટેક
મોહની મૂર્તિ સોહની સુરત, શરદ પુનમ શશીસમ વરરી. પાસ. ૧
અકલ સરૂપી ત્રિભુવન દેવા, તુજગ વલ્લભ શિવ કરરી. પાસ. ૨
માલેર કોટલે મુલનાયક, શ્રી દેખદરસ ભવિજન તરરી. પાસ. ૩
શ્રીસુપારસ જીન કુંથુ જીનેશ્વર, આશપાસ પ્રભુ અઘ હરંરી. પાસ. ૪
પુરણ લોક પ્રકાશક સ્વામી, આતમ લબ્ધિ નિજસુખ ધરરી. પાસ. ૫

## શ્રી ફલોધી મંડન સ્તવન.



( રાગ વઢંસ. )

નાથ મેરિ કાટો કરમોંકી બેરી, મેંતો શરણ ગ્રહી અબતેરી. ટેક.
દ્રવ્ય પુજન શુભ વિધિસે કરકે, ભાવ પુજા કરૂં તેરી;
હરસ સરસ કર પદકજ વંદુ, શુભ પંચાગ નમેરી. નાથ——૧
શુદ્ધ સ્વરૂપ નિરૂપમ ચિંતતૂ, તુમ ગુણ માલ જપેરી;
ધ્યાનાલય લીન હૃદય કમલમેં, મેટ્રો ચતુર ગતિ ફેરી. નાથ. ૨
તું બ્રહ્મા વિષ્ણું શિવશંકર શ્રી અહંન્ કહેરી;
શ્રી જીન ઇશ્વર બુદ્ધસેં લેકર, જગ અવતાર ઘનેરી. નાથ. ૩
દોષ અઠારાં રહીત વોસ્વામી, ગુણ અનંત ભલેરિ;
પુરણ બ્રહ્મજ્ઞાન હરસ બલ, સુખ જીન દેવ ધરેરિ. નાથ. ૪
શ્રી ફલોધી પાસ જિનેશ્વર, તુ પ્રભુ સાચો દીસેરી;
તુમ વીન ના કોઇ હે જગ મેરા, દુષ્ટ કમર ચૂરેરી. નાથ. ૫
ત્રિભુવન નાયક સુરતરૂ શોહે, મન વાંચ્છિત પુરેરી;
મહેર કરી પરમાતમ લબ્ધિ, શિવસુખ પરમ પ્રદેરી. નાથ. ૬

---

## નિકોદર મંડન સ્તવન.



( શરણ લહી પ્રભુ ધારી અબમે એ. રાગ. )

ધરમ નાથ પ્રભુ ધારી અબમે,.................................ટેક.
નગર નિકોદરમેં પ્રભુરાજત, કરદ દરશન દુઃખહારી. અબ મે. ૧

વૈદ્ય ધન્વંતરી તું પ્રભુ સાચો, રોગ સકલ નિવારી. અબ મે. ૨
ધરમ ઝહાજ ભવ જલ ફીરતા, તું નિર્યામક તારી. અબ મે. ૩
સંસાર અટવીમેં સારથ વાહી, નિર્ભય પંથમે ચારી. અબ મે. ૪
ધરમકા ચક્રી શિવ સુખ દાતા, આતમ લબ્ધિકારી. અબ મે. ૫

---

## જેજુ મંડન સ્તવન.



( પંજાબી રાસધારીના નાટકની ચાલ. )

પાર્શ્વ જિનેશ્વર નામ અનુપમ, આનંદ કંદ રસાલજી;–ટેક.
પુરૂષાદાણી ઇસ સુહંકર, અપના બિરૂદ સંભાલજી. પાર્શ્વ. ૧
ભવિક જીવપાત પાલક સ્વામી, તારો દીન દયાલજી. પાર્શ્વ. ૨
જગન્નાથ પુરણ સુખદાઇ, જન્મ મરણ દુઃખ ટાલજી. પાર્શ્વ ૩
પારાંગત પરમાતમ સ્વામી, કાટો મોહ જંજાલજી. પાર્શ્વ. ૪
જેજુમંડન આતમ લબ્ધિ, દીજયો પરમ કૃપાલજી. પાર્શ્વ. ૫

---

## અમૃતસર મંડન સ્તવન.



( રાગ–પીલું )

અરનાથ જિણંદકી સેવા કીજે, લીજે મુક્તિ પદ મહાભારી; ટેક.
પાપહરનદુર્ગતિ દુઃખ ટાલન, અમૃતસર મંડન અવિકારી;

તાત સુદર્શન દેવી માતા, નંદન વંદન સુર નરનારી. અર. ૧
આસપાસ પ્રભુ મૂર્તિ સોહે, સીતલનાથ શીતલ સમકારી;
મરૂ દેવીનંદન આદિ જિનેશ્વર, સિમરન અજ રઅમર ફલકારી. અ. ૨
સંભવનાથ વિઘ્નહર સ્વામી, વામાનંદન મદન નિવારી;
ચંદ્રપ્રભુકી ચંદ્રવત્ જ્યોતિ, શિવાનંદન શિવફલકારી. અર. ૩
શાંતિનાથ પ્રભુ શાંતિકે કરતા, અશિવાદિક દુઃખ દુર નિવારી;
પદ્માનંદન વિજયાનંદન, મહાનદન કંદ ચંદ્ર દીદારી. અર. ૪
ભવિ જન અર્ચન વંદન કરની, આતમ આનંદ વિધિ અનુસારી;
શિવ લબ્ધિ સુખ અચલ પ્રદાતા, ભરમ મિથ્યાતકો દુર નિવારી. ૫

---

## શ્રીઅંબાલાશહેર મંડન સ્તવન.



( રાગ-આશા )

નગર અંબાલે નાથ શિવંકર, શ્રી સુપારસ જીન રાજજી-ટેક.
અમર વિમાન કેસમ અતિ ઓહે, શ્રી જીન મંદિર ભવિ મનમોહે;
શ્રી જીન બિંબ નિરૂપમ સોહે, સકલ જગત શિરતાજજી નગર. ૧
પરમ મંગલમેં મંગલ [illegible]ામી, ચિન્મય મૂ[illegible] [illegible] ચા[illegible] નામી.
ગુણ રત્નાકર સુખ [illegible]સારમાં, આનંદઘન મહારાજજી નગર.-૨.
વદન મંડલ જિમ શારદ ચંદો, નયન કમલ [illegible] [illegible]કંદો;
જય જગદીશ પરમ અ[illegible], દરસ કીયા મેં આજજી નગર.-૩

વૈધધનંતરી પરમઉદારા, ચૂરે રોગ સકલ હમારાં;
કાલ અનંતા દુઃખી અપારા, તું પ્રભુ ગરીબ નિવાજરી. નગર—૪
કરૂણાસિંધુ દીન દયાલા, જિનસેવકબાલકપ્રતિપાલા;
આતમ લબ્ધિ દીજો વિશાલા, તોડી કર્મ સમાજરી. નગર—૫

---

## શ્રી પાટન મંડન શામલા જિન સ્તવન.

( ઠુમરી. )

શ્રી પ્રભુ પાસજી જિનદેવારે, કરે ઇંદ્ર ચક્રિ નરસેવા —ટેક
શ્યામ સુંદર મૂર્તિ પ્યારીરે, દેખ દરસ હરખ અપારીરે;
ગુણ ગાઉં આનંદકારી, શ્રી પ્ર.—૧
તુમ અતિશય જન્મસેં ચારારે, ઘાતિકર્મ નાસેં અગીયારારે;
દેવકીયે ઉન્નીસ ઉદારા, શ્રી પ્ર.—૨
ગુણ પેંતીસ વાણીસોહેરે, સમોશરણમેં ભવિમન મોહેરે;
બારા પર્ષદ જનપડિ બોહે, શ્રી પ્ર.—૩
નહિ દોષ પ્રભુમેં અઠારાંરે, ગુણધારે અનુપમ બારાં;
પ્રતિહારજ આઠમનેહારારે. શ્રી પ્ર.—૪
તીન જગતમેં સુરઈન સ્વામીરે, જગસ.ચા અંતર જામીરે;
મસ્તક સેવક હું નમામી. શ્રી પ્ર.—૫
પ્રભુ [illegible] નગરમેં નામીરે, શા.લા પારસ ગુણ ધામારે

જસ મંદિર અનુપમ ઠામો, શ્રી પ્ર.-૬
આતમકો આનંદકારીરે, ભવસાગરપારઉતારીરે;
મહાનંદ લબ્ધિ જયકારી. શ્રી પ્ર.-૭

## શ્રી ભદ્રેશ્વર મંડન સ્તવન



( રાગ-નાટકની ચાલ પંજાબી )

ભદ્રેશ્વરમંડનવીરજીનેશ્વર, શરણાગત પ્રતિપાલજી-ટેક
પાપ—કરમ-દુષ્ટ---અનાદિ, દેતાદુઃખવિકરાલજી. ભ૦ ૧
રસ્તા ધર્મકા ભ્રષ્ટ કરી મુજ, ફેર્યા અનંતા કાલજી. ભ૦ ૨
સકલ જુનમેંચારોગતિમેં, કરતે હાલ વિહાલજી. ભ૦ ૩
નાથ મલ્યોતું પૂરણ પુન્યે, હુઆ ખુશી વિશાલજી. ભ૦ ૪
થર થર કંપિત દીનહીનસેવક, નયને આપ નિહાલજી. ભ૦ ૫
જીવન બંધુપરદુઃખ ભંજક, અપના બિરૂદ સંભાલજી. ભ૦ ૬
આતમરામ સદ્ગુરૂ સ્વામી, દ્યો શિવલબ્ધિ દયાલજી. ભ૦ ૭

## શ્રી વરકાના મંડન જિન સ્તવન.



( રાગ-ભેરવી. )

વરકાના પ્રભુ પાસ જિનેશ્વર, પ્રાણ જગપતિ પિયારારે-ટેક
ચંદ્ર સમાન તુમ મૂર્તિ દેખી, ભવિ ચકોર હરખાયારે;
કરૂણા રસ ભરશો અનસોહે, શાંત વદન સુખદાયારે. વરકાના. ૧

ચરણુ કમલ શુભ અતિહિ મનોહર, અંગોપાંગ સુહાયારે;
ફણિધર છત્ર શિર ઉપર છાજે, ધરણીં ધર નિપજાયારે. વરકાના. ૨
અહિ લંછન પ્રભુ દક્ષિણ પગમેં, શોભન રૂપ સવાયારે;
દેવ ચતુર્વિધ તુમ પદ સેવે, ચઉસઠ ઇંદ્રગુણ ગાયારે. વરકાના. ૩
શાચા દેવ પરમ સુખ દીજો, તું પરમાતમ રાયારે;
દર્શન તેરો આનંદ કરકે, પૂર્વ પુન્ય દરસાયારે. વરકાના. ૪
ભક્તિ કર આનંદ ભયો ચિત્ત, ભવ દુઃખ તાપ સમાયારે;
આતમ લબ્ધિ-ચિદ્ઘન સ્વામી, શરણી સેવક પ્રભુ આયારે. વર. ૫

---

## શ્રી ગુજરાનવાલા મંડન સ્તવન.



( રાગ ભેરવી. )

પાર્શ્વ પ્રભુકો દર્શન કરી, કરદર્શન ભવ પાપ જરી-પાર્શ્વ. ટેક.
વામાનંદન માન કમઠકા, ભંજન કર જય સિરિ વરી. પા. ૧
અશ્વસેન કુલ ગગન મંડલમેં, શશીવત્ જગતકુ શાંત કરી. પા. ૨
કાશીદેશ પૂર્વ શુભ ઠામી, જન્મ બનારસ પ્રભુ નગરી. પા. ૩
યોગ અનુપમ સાધનધારી, ઘાતીકર્મ દ્રુમ નાસકરી. પા. ૪
કેવલજ્ઞાન લોકાલોક પ્રગટે, પર્ષદ દ્વાદશ આણુ મીલી. પા. ૫
ધર્મ કથન કર સંઘ ચતુર્વિધ, ભવિ જનકા સબ પાપ હરી. પા. ૬
સમેત શિખર પર મુક્તિ સિધાયે, તીનસેં મુનિ પ્રભુ સંગકરી. પા. ૭
ગુજરા વાલપ્રભુ આનંદ નિરખી, આતમ લબ્ધિ સુખકરી. પા. ૮

## શ્રી જાલંધર મંડન સ્તવન.

( રાગ રાશધારી. )

જિનરાજ દર્શ પાયો, મેરે દીલકો આરામી--ટેક.
જગ તુમ વીણુ દેવા, નહી ઔર કોઇ સેવા;
જિન શાસ્ત્ર સાર પામી, નિષ્કલંક દેવ સ્વામી. જિન. ૧
અમૃતરસ વાણી, પૂરણુ ગુણુજ્ઞાની;
ભવજલ પાર પામી, ભવિ જીવને વિસરામી. જિન. ૨
અતિશયવંત જાયા, અઠકર્મ ગિરિ ઢાયા;
સુર ઇંદ્ર મીલ ગાયા, મહાનંદ પદ ધામી. જિન. ૩
ત્રિશૂલ ચક્ર ધારી, નારી આધીન કામી;
રાગ દ્વેષ મોહસંગી, કુદેવ સંગવામી. જિન. ૪
ગોડી પાર્શ્વ જિન સ્વામી, જાલંધર ઠામી;
આતમ લબ્ધિ પદ દીજીયે, મોહે કર્મ રોગ દામી. જિન. ૫

---

## શ્રી જંડીયાલા મંડન સ્તવન.

(રાગ ભૈરવી )

ઋષભ જિણુંદજીકા લીજે શરણુ.....................ટેક
ષટ પદ સમ પ્રભુ પદકજ સેવા, કરે ભવિજન પાપ હરન. ઋ૦ ૧
ભક્તિ નિજ શક્તિ અનુસારે, કર નિજ આતમ શુદ્ધિ કરન. ઋ૦ ૨

જિનકે દીલમેં જિન વસત હૈ, નરભવ તીનકા સફલી ભવન ઋ૦ ૩
નંદનનાભિ જગત જયંકર, દેવ ચતુર્વિધ કરે અર્ચન. ઋ૦ ૪
દર્શન જંડીયાલે પ્રભુ પાયો, ચિંતામણિ સમહિત કરન. ઋ૦ ૫
ધોત કરમમલ આનંદ લબ્ધિ, આતમ પદ ધર શુદ્ધ રતન. ઋ૦ ૬

---

## શ્રી પટ્ટીનગર મંડન સ્તવન.



( મીલપયો વૈદ્ય દુઃખ કાટન હાગ એચાલ. )

જીયા અર્ચન કર તું, પાર્શ્વપ્રભુ હિતકારી—ટેક.
દક્ષિણ ભરત પંજાબ દેશમેં, માઝા ક્ષિતિ મનોહારી;
પટ્ટીનગર વર મંડન સ્વામી, સુરતરૂ સમ સુખકારી. જીયા. ૧
સુર વિમાનકે સમ જશ મંદિર, સોહે અદ્ભુત ભારી;
શિખર ઉંચા અતિ કંચન કલશ, ઝગમગ જયોતિ અપારી. જીયા. ૨
ધર્મ ધ્વજા અતિ ફરકે સુંદર, સજ્જન આનંદકારી;
સમકિતવંત પ્રાણી ઉમંગે, પૂજે વિવિધ પ્રકારી. જીયા. ૩
આતમ આનંદ જૈનકમીટિ, અરજ કરે નિત્ય ભારી;
નિર્દોષ પ્રભુજી ભવ જલ તારો, જન્મ મરણ ભય ટાલી. જીયા. ૪
આતમ આનંદકંદ જિનેશ્વર, અશરણ શરણ આધારી;
આતમ લબ્ધિ હમકોં દીજો, જગદીશ્વર ઉપગારી. જીયા. ૫

---

## શ્રી પ્રાંતીજ મંડન સ્તવન.



( રાગ-રેખતાકી ગઝલ. )

ધરમ જિન રાજકો દેખે, મેરા મન મોદ કરતા હે—ટેક.

વિજય વિમાનસેં આયે, લીયા જન્મ રતનપુરમેં;
જન્મ ઓચ્છવઅતિ કરને, ઇંદ્ર ચોસઠ આનંદ મનમેં. ધરમ. ૧

યથા વિધિ સુર ગિરિ ઉપર, કીયા મહોચ્છવ પંડક વનમેં;
આયે હરખે સભી મીલકે, પ્રભુ દે સુવ્રતા કરમેં. ધરમ. ૨

નંદીશ્વર દ્વીપમેં મહોચ્છવ, કરે આઠ દિન આનંદ ધરમેં;
દશે દિશિમાં જય વરતે, જન્મ પ્રકાશ ભુવન તીનમેં. ધરમ. ૩

સૂરવીર રાજ વૃત્તિ કરકે, દેખી અથીર સુખ જગમેં;
રિષીશ્વરહો ઘાતી હરકે, લીયા કેવલ નિજ કરમેં. ધરમ. ૪

સમ ઉપદેશ પ્રભુ કરતે, બેઠે પર્ષદ દ્વાદશમેં;
રસ આતમ આનંદ દેવે, ગુણ અનંત જિનવરમેં. ધરમ. ૫

જીતી અઘાતી કર્મ નકો, વરી શિવ નારી પ્રભુ પલમેં;
પ્રાંતીજ મંડન આતમ મુક્તિ, દીજો લબ્ધિ અચલ પલમેં.ધરમ. ૬

## રાણુકપુર મંડન સ્તવન.



( રાગ સાંભળતું સૈયર મોરી. )

શ્રી રાણુકપુર મંડન સ્વામી, ભવિ પૂજો નરાખો ખામી–ટેક;
મૂલ નાયક આદિ જીનંદા, જિન ચોમુખ શોભે અમંદા;
દેરી ચોરાસી જગમેં નામી, ભવિ પૂજો નરાખો ખામી. ૧

નામે ત્રિભુવન દીપક ચૈત્ય, ભજો નાસે કર્મ રૂપ દૈત્ય;
પુન્ય નિધિ વિસરામી, ભવિ પૂજો નરાખો ખામી. ૨

ચારો તરફમાં ચોવીસ મંડપ, કરો જાત્રા થઇ નિષ્કંપ;
ચોવીસ દંડકના દુઃખ વામી, ભવિ પૂજો નરાખો ખામી. ૩

શેઠ પોરવાડ ધન્નો નામ, લાખ નવાણું ખરચ્યા દામ;
સુમેવાડ દેશમાં નામી, ભવિ પૂજો નરાખો ખામી. ૪

બીજા પાંચ દેવલ મનોહારી, આપે પંચમી ગતિ સુખકારી;
દ્રવ્ય ભાવ વિપદના દામી, ભવિ પૂજો નરાખો ખામી. ૫

તમે થાઓ કૃતાર્થ આજ, કરો ભક્તિ વાંચ્છિત કાજ;
આતમ લબ્ધિ દાયક સ્વામી, ભવિ પૂજો નરાખો ખામી. ૬

## શ્ર નારોવાલ મંડન સ્તવન.



(પાસ પ્રભુરે તુમ હમ શિરકે મોર એ ચાલ રાગ—કાલીંગડો.)

સુવ્રત સ્વામીરે, દરશનસેં દુઃખ દૂર................ટેક.

હરિવંશમેં પ્રભુ જન્મ લીયો હે, સુમિત્ર નંદન જગનૂર. સુવ્રત. ૧

શ્યામ વરણ સુંદર અતિ દેખી, મિથ્યાતમ ગયા દૂર. સુવ્રત. ૨

તુમ વાણી ભવિજન મનરંજન, ગુણ અનંત ભરપૂર. સુવ્રત. ૩

પદ્માનંદન સુરનરવંદન, આઠકરમગિરિચૂર. સુવ્રત. ૪

જ્ઞાનામૃત મય જ્યોતિ સ્વરૂપી, શિવ સુખ આનંદ પૂર. સુવ્રત. ૫

નારોવાલ મંડન દુઃખ ખંડન, જય જય ત્રિભુવન સૂર. સુવ્રત. ૬

આતમ લબ્ધિ શિવ સુખ કારક, મુજમન વાંચ્છિત પૂર. સુવ્રત. ૭



## શ્રી સંખતરા મંડન જિન સ્તવન.



( પ્રભુ પાસ નિરંજન જયકારી—એચાલ. )

પ્રભુ ધર્મ જિણંદજી જયકારી................ટેક.

આનંદ અર્ચન ભવિજન કરતે, દેવ ગતિ શિવસુખ ધારી. પ્રભુ. ૧

તજો મમતા જગકી ચેતન, દેવગુરૂ ભક્તિ કારી. પ્રભુ. ૨

મારગ સુખ અંચલકા દર્શક, ભાનુ કુલ ભાનુ ઉપકારી. પ્રભુ. ૩

રાગ દ્વેષ અરૂ મોહ હઠાવ્યા, અવર દેવ દૂષણ ધારી. પ્રભુ. ૪
મન કાયાકા વિકસણુ હોવે, પ્રભુ મુખ દેખ છબી પ્યારી. પ્રભુ. ૫
જિસ દિન પ્રભુજી તખ્ત બિરાજે, હેમ નગર જન હિતકારી. પ્રભુ. ૬
સૂરિ વિજયાનંદ પ્રતિષ્ઠા કીની, આતમ લબ્ધિ જય કારી. પ્રભુ. ૭

---

## શ્રી વરતેજ મંડન સ્તવન.

*******

( રાગ શ્રી )

સંભવ જિનવર શિવ સુખકંદ—ટેક.

જિષ્ણુ પૂજ્ય જયંકર સ્વામી, સુખ પ્રશન્ન સરસ અમંદ;
લોચન શાંત સુધારસ સોહે, ભુવન પ્રકાશક જિમ નિશિ ચંદ.
.............................................................સંભવ. ૧
નંદનસેના દેવી આનંદ કર, મોહ તિમિર હરણ દિન ઇંદ;
રાયજિતારી કુલમેં પ્રગટયો, ધરમ ચક્રી જગનંયનાનંદ.
.............................................................સંભવ. ૨
કનક વરણ તન અદ્ભુત કાંતિ, ભવિજન લોચન કમલ વિકસંદ;
નિષ્કલંક દેવ પૂરણ બ્રહ્મ જ્ઞાની, અતિશયવંત પૂરણ ગુણ વૃંદ
.............................................................સંભવ. ૩
એસે અર્હન્ ભવ્ય શિવંકર, પાયો પુન્ય દરશ અમંદ;

દયા સાગર ભવજલ તારણુ, સકલ કરમ દલ દૂર કરંદ. સંભવ. ૪
વિજયાનંદ સૂરિ પદસેવક, વરતેજ મંડન શ્રી જિનચંદ;
વિજય લબ્ધિ તુમ ગુણુ ગાયા, દીજ્યો અવિચલ સુખ અમંદ.
........................................................સંભવ.

---

## "શ્રી ભાવનગર મંડન જિન સ્તવન."



( રાગ. ધન્યાશ્રી અરિહંત પદ મનરંગએ ચિદાનંદ. )

શિવ સંપદ સુખકાર, રિખવજિન, શિવ સંપદ સુખકાર—ટેક.
ચિદાનંદઘન અંતરજામી, રૂપાતિત પદધાર. રિખવ. ૧
પરમ જ્યોતિ પરમાતમ સ્વામી, નિરંજન નિરાકાર. રિખવ. ૨
ત્રિભુવન જન તનમન અતિરંજન, રક્ષક તું અવતાર. રિખવ. ૩
નાભિરાજા કુલ ગગનમેં સોહે, દિનપતિ સમ દેદાર. રિખવ. ૪
પ્રભુ સિમરણુ ભવ સંકટ હારણુ, વાંચ્છિત ફલ કરતાર. રિખવ. ૫
શરણાગત સેવક સુખદીજે, લીજે જગજશ સાર. રિખવ. ૬
ભાવનગરમાં શિવંકર સ્વામી, ક્ષેમંકર ગુણુધાર. રિખવ. ૭
આતમ આનંદ શાંતસુધારસ, શિવ લબ્ધિ જયકાર. રિખવ. ૮

---

## શ્રી પાલીયાદ મંડન સ્તવન.



( રાગ કમાચ–જિન પૂજન આનંદ ખાની. એચાલ. )

શાંતિ જિનંદ સુજ્ઞાની સીમર તું, શાંતિ જિનંદ સુજ્ઞાની—ટેક.
ક્રોધ અનલને કામજ્વરને, કરે ઉપશમ સુજ્ઞાની. સીમર. ૧
પાપ સમાવી પૂન્ય વધાવે, આપે સુખ ભોગ સુજ્ઞાની. સીમર. ૨
ભવભવનાજે દુ:ખના કારણુ, કર્મ હરણુ સુજ્ઞાની. સીમર. ૩
પાલીયાદ મંડન ભવિ મનરંજન, દેવાધિદેવ સુજ્ઞાની. સીમર. ૪
આતમ લબ્ધિ પરમઆનંદ વર, શિવપુરમાં સુજ્ઞાની. સીમર. ૫

---

## શ્રી પાટણ મંડન વીરજિન સ્તવન.



( પ્રતના સંદેશા મોરારે એચાલ. )

સિદ્ધાર્થ નંદન સ્વામીરે, શાસન વીર જિનંદા,
એક વિનંતી સુણજો મોરી, તુમ દરશન વિણ ભવ ફેરી. સિદ્ધાર્થ. ૧
જિને તુમ દર્શન કિનારે, ભવદુ:ખ પાતક છીના;
ગૌતમચંદ કૌશિક ચંદના, ઇત્યાદિક ભવોદધિ તરના. સિદ્ધાર્થ. ૨
તુમ દાસ નરક નિગોદારે, ફિર ફિર વાર અનંતા;
યોનિ લાખ ચોરાશી ફીરકે, અબ સરન લીયો શિરધરકે સિદ્ધાર્થ. ૩

મોહે તિમિર અજ્ઞાન ભારીરે, દુઃખ દેત હે દિન રાતી;
પ્રભુ પાપ હુઠારા નિવારી, અબ સાર કરો ચિત્ત ધારી. સિદ્ધાર્થ. ૪
પાટણ મંડન રાયારે, નિર્યામક નામ ધરાયા;
વીર ભવોદધિ પાર ઉતારી, દ્યો આતમલબ્ધિ ધારી. સિદ્ધાર્થ. ૫

---

## શ્રી દીવબંદર મંડન સુવિધિનાથનું સ્તવન.



( રાગ વસંત હોળી-વંદે કછુ કરશે કમાઇ. એચાલ. )
જીયા પ્રભુ પૂજન જાઈ, જાતે નરભવ સફલ કરાઇ—ટેક.
નવન વિલેપન પુષ્પ સુગંધી, ધુપ દીપ શુભ જાઈ;
અક્ષત નૈવેદ્ય ફુલ પૂજનસેં, શિવરમણી ફલ પાઈ. જીયા. ૧
આરતી મંગલ દીપક જ્યોતિ, જિન ચરને ચિત્તલાઇ;
અષ્ટ વિધ પૂજન સુખ કરનેકો' અષ્ટ કરમ મિટ જાઇ. જીયા. ૨
મુગટ કુંડલ શિર છત્રકો ધારી, મણિમય રત્ન જડાઈ;
અદ્ભુત ચામર સુંદર અંગીયા, જૈન ધ્વજા ફરકાઈ. જીયા. ૩
રાગ છત્રીશ વાજાં વાજે, ગીત તાન સુખદાઈ;
બત્રીશ વિધકા નાટક કરકે, ભવ ભ્રમણ દૂર પલાઇ. જીયા. ૪
અષ્ટાદશ દૂષણ નહિ જિનમેં, હરિ હર વા જિનરાઈ;
પુષ્પદંત જિનંદજી ભેટી, દીવ બંદરમેં ઝટ આઇ. જીયા. ૫
આતમ આનંદ પ્રભુજી દાતા, શિવલબ્ધિ તુમ તાંઈ;
ભક્તિ ભર હૃદય પ્રભુ પ્યારા, શરણાગતકે સહાઈ. જીયા.

# શ્રી સંખતરા મંડન ધર્મનાથ જિન સ્તવન.



( રાગ. મહબુબજાની. )

સેવો ભવિ ધર્મ જિનંદા, શ્રેયસફલ કંદા;
પ્રભુ સંખતરેમેં સોહે, બોહે મતિ મંદા.—ટેક.
જગનામ તુમારા સુણકે, દર્શન ચિત્ત લાના;
જગજીવન પ્રાણ આધારા, કુમતિ હરાના. સેવો. ૧
અબ શરણ લીયો જિન તેરો, ભવ સંકટ વારો;
દેવ ધરમ નામ મુજ પ્યારો, દીન સેવક તારો. સેવો. ૨
તુમ સાર કરો, પ્રભુ મેરી, અનુકંપા તેરી;
દો દાન અભય હિતકારી, દોય સુભટ નિવારી. સેવો. ૩
જગ કાલ કૂપમેં ફસીઓ, દૂર ધ્યાન કરાના;
ક્રોધ માન લોભહેં માયા, મોહરાય હરાના. સેવો. ૪
એ પાપી અનાદિ નડીઆ, નહિ છોડત લારા;
સુવ્રતા દેવીકો નંદા, ભવકરમ નિવારી. સેવો. ૫
કુલ ભાનુ ગગનમેં ચંદા, ભવિ ચકોર આનંદા;
પ્રભુ ચરણ કમલ ગુણ વૃંદા, સેવે સુર નર ઇંદા. સેવો. ૬
દુઃખ દોહગગણકોટારી, કરો ભવોદધિ પારી;
આતમ આનંદકો ધારી, શિવલબ્ધિ જયકારી. સેવો. ૭

## * અથ શ્રી સિદ્ધાચલજીની સ્તુતિ (થોય)



શેત્રુંજય ગિરિ મંડણુ, રૂષભજીનંદ દયાલ,
મરૂદેવા નંદન, વંદન કરૂં ત્રણ કાલ;
એ તિરથે જાણી, પૂર્વ નવાણું વાર,
આદિશ્વર આવ્યા, જાણી લાભ અપાર. ૧

તેવીશ તિર્થંકર ચઢીયા, ઈણી ગિરિ ભાવે,
એ તિરથના ગુણ, સુર અસુરાદિક ગાવે;
એ પાવન તિરથ, ત્રિભુવન નહિ તસ તોલે,
તીરથનાગુંણ સીમંધર મુખ બોલે. ૨

પુંડરગિરિ મહિમા, આગમમાં પ્રસિદ્ધ,
વિમલાચળ ભેટી, લહીએ અવિચલ રિદ્ધ;
પચમ ગતિ પહોતા, મુનિવર કોડા કોડ,
એણે તિરથે આવી, કર્મ વિપાતક વિછોડ. ૩

શ્રી શેત્રુંજય કેરિ, અહોનિશ રક્ષા કારી,
શ્રીઆદિ જીનેશ્વર, આણહૃદ્યમાં ધારી;
શ્રી સંઘ વિઘન હર, કવડ જક્ષ ભરપૂર,
શ્રી સંઘના સંકટ, રવિ બુધ સાગર ચર. ૪

---

* આ સ્તુતિ પ્રાચીન હોવાથી અહિં લીધી છે.

# × શ્રી રૂષભદેવની સ્તુતિ. (થોય)



પ્રહઉઠી વંદુ, રૂષભદેવ ગુણવંત,
પ્રભુબેઠા સોહીએ, સમોવશરણ ભગવંત;
ત્રણ છત્ર બિરાજે, ચામર ઢાલે ઇંદ્ર,
જીનના ગુણગાવે, સુરનરનારીના વૃંદ. ૧

બાર પર્ષદા બેસે, ઈંદ્ર ઈંદ્રાણીરાય,
નવ કમલધરે સુર, જ્યાંપ્રભુઠવંતા પાય;
દેવ દુંદુભી વાજે, કુસુમ વૃષ્ટિ બહુ હુંત,
એવા જીન ચોવીશ, પૂજો એક મન ચિત્ત. ૨

જીન ચોજન ભુમિ, વાણીનો વિસ્તાર,
પ્રભુ અર્થ પ્રકાશે, રચના ગણધરસાર;
સો આગમ સુણતાં, છેદીજે ગતિચાર,
જીન વચન વખાણી, લીજે ભવનોપાર. ૩

જક્ષ ગોમુખ ગીરૂઓ, જીનની ભક્તિ કરંત,
તીહાં દેવી ચક્રેશ્વરિ, વિઘન કોડ હરંત;
તપગચ્છ કેરો નાયક, શ્રી વિજયસેન સૂરિરાય,
તસકેરો શ્રાવક, રીખવદાસ ગુણગાય. ૪

---

× આ પ્રત એક પ્રત મલવાથી ઉતારી છે. કદાચ સુધારો કરવા જેવું જણાય તો ખબર આપશોજી તો બીજી:વખતે સુધારીનેછાપશે.

## ॥ આરતી. ॥



( જય જીનવર દેવા. એ ચાલ. )

જય અર્હન સ્વામી, (૨) આરતી કરૂં મેં અવિચળ; (૨)
શિવ સંપત્ કામી..................જય૦ ટેક.

પરમ પુરૂષાર્થ સાધન ધોરી, તપ સંયમ ધારી; (૨)
ધ્યાના નલસે અતિશય, (૨) કર્મ ઇંધણ જારી. જય. ૧

સકલ કલંકકો દૂર નિવારી, પરમ બ્રહ્મ સોહે; (૨)
બેઠક સમોવશરણમેં, (૨) ભવિગણકો બોહે. જય. ૨

ચોત્રીશ અતિશય અતિ સુહંકર, દ્વાદશ ગુણ ધારી; (૨)
પાંત્રીશ વાણી અમીરસ, (૨) પરમ આનંદ કારી. જય. ૩

તુમહો પરમ પુરૂષોત્તમ દેવા, તિર્થંકર નામી; (૨)
જીનપતિ ધર્મ ચક્રી, (૨) મોહ સુભટ દામી. જય. ૪

જગત્પતિ પરમાતમ જ્ઞાની, જ્યોતિ પરમ રાજે; (૨)
સ્યાદ્વાદી નિરંજન, (૨) ગુણ અનંત છાજે. જય. ૫

ચક્રી હરિબલ દેવ નરેશ્વર, સુર વરગણ ઇંદા; (૨)
મુનિવર પતિ તુમ સેવે, (૨) આતમ આનંદા. જય. ૬

નિજ ચેતન અતિ શુદ્ધ કરીને, પ્રાણજીવન પ્યારા; (૨)
અષ્ટ દ્રવ્યસેં અર્ચન, (૨) પ્રભુ ભક્તિ તારા. જય. ૭

ચરણુ ઘુઘરૂ ઘમ ઘમ બાજે, નાટક અતિ છાજે; (૨)
સંગીત અદ્દભૂત સુંદર, (૨) મધુર ધ્વની ગાજે. જય. ૮
વિવિધ વાજીંત્ર તાલ મૃદંગા, શંખ ઘંટ બાજે; (૨)
વંશલી ભેરી વીણા, (૨) જય જય જીનરાજે. જય. ૯
આરતી ગાવત ભવિ મન રંગે, આતમ આરામી; (૨)
આતમ લબ્ધિ ગુણુગણુ, (૨) અજરામર પામી. જય. ૧૦

---

## ॥ મંગલ દીપક. ॥



જય જીનવર દેવા, (૨) મંગળ દીપક કરતા; (૨)
મુક્તિફલ મેવા.....................................જય૦ ટેક.
હેમકૃત મંગળનો દીવો, રત્નમણી ઝળકે; (૨)
ગોઘૃત સુંદર જેહમાં, (૨) મન મોહનમલકે. જય૦ ૧
માંહી કપુરને ધુપ સુગંધી, મંદિર મહમહકે; (૨)
જય જય મંગળીક બોલો, (૨) સજ્જન ગહગહકે. જય૦ ૨
ઘંટ પ્રવાજે ઘનન ઘનન, ઝાલરનો ઝમકાર; (૨)
મૃદંગ વીણાનો નાદ અનોપમ, (૨) ભુંગળનો ભણકાર. જય ૩
ઉતારો નિજ અંતર શુદ્ધે, આરતી મંગળ દીવો; (૨)
કુમારપાલ રાજાની જેમ, (૨) ભાવ ધરી સેવો. જય. ૪
ભવ ભ્રમણને જન્મ જરાના, મરણુ દુઃખ ક્ષીનો; (૨)
પરમાતમ પદના તે ભોગી, (૨) શિવ લબ્ધિ લીનો. જય. ૫

## ॥ प्रशस्तिः ॥



ढुन्ढकमतानुयायिश्रृगालसार्थो यदीयजयघोषम् ।
श्रुत्वा क्वाऽपि विलीनो, जीयादानन्दविजयसिंहः ॥ १ ॥
तेषामभून्मुनींद्राणां, विनेयः साधुपुंगवः ।
उपाध्यायपदारुढः, श्री लक्ष्मी विजयाभिधः ॥ २ ॥
तदीयपट्टपूर्वाद्रौ, शिष्योऽभूद्भास्करोपमः ॥
कुमुदविजयो नाम्ना, वाचंयमशिरोमणिः ॥ ३ ॥
तत्पादाम्बुजसंसक्तः श्री हीरविजयो मुनिः ।
शिष्यः शिष्यगुणोपेतः, क्षमावान् विजितेन्द्रियः ॥ ४ ॥
श्री लब्धिविजयाह्वेन, तच्छिष्येण तपस्विना ।
परेषामुपकाराय, रचिता स्तवनावलिः ॥ ५ ॥
श्री रत्नविजयस्तस्य, विनेयो गुरु भक्तिमान् ।
जिनागमार्थजिज्ञासुरिदंग्रंथप्रयोजकः ॥ ६ ॥
स्तवाँस्तीर्थङ्करादीनां, स्तुत्यसंयोगयायिनाम् ।
यथोदेशं समाहृत्य ग्रथिता स्तवनावलिः ॥ ७ ॥

६ ४ ४ २
षट् पाथोनिधि वारिधि द्विकमिते, श्री वीर संवत्सरे,
श्रीमद् गुर्जर वर्ण सार विशदाऽकारि प्रमोदास्पदा ॥
नाना चार विचार बोध सरला, स्तोत्रैः शुभैर्गुम्फिता,
जीयादत्र शुभात्म शक्तिरनिशं, शंतवन्ती प्राणिनाम् ॥ ८ ॥

# શ્રી આત્મશક્તિ સ્તવનાવલીનો અભિપ્રાય.



" ઓધવજી સંદેશો કહેજો: એચાલ."

હર્ષાવેગે જીનવરનાં સ્તવનો રચ્યાં;
ભક્તિ ભાવને ગુંથ્યો સ્તવનને એશજો.
પ્રભુ ભક્તિથી આનન્દરસ રસીયા બની,
ટાળે નિશદિન મનમાં પ્રગટયા કલેશજો. હર્ષાવેગે૦ ૧

પ્રભુની સાથે પ્રેમ ભક્તિ લયલીન થઈ,
સરલ હૃદયથી ભક્તિ ઝરણુમાં ન્હાયજો;
ગાયન રચવામાં ગુલતાન સદા રહે,
મૈત્રી ભાવના ધારે નિજ સુખદાયજો. હર્ષાવેગે૦ ૨

પ્રભુના દાસ બનીને અરજી ઉચ્ચરે,
કરે પ્રાર્થના સિદ્ધ વધૂ સંકેતજો;
મીઠાં મીઠાં ભક્તિ લ્હાણાં સ્વાદતા,
સ્વાદી ચખાડે અન્ય જીવોને હેતજો. હર્ષાવેગે૦ ૩

સ્તવનોદ્ગારે ડોલે આનન્દ મસ્તથૈ,
ભક્ત જીવોને ડોલાવે કરી ગાનજો;
સ્તવન સુણીને શીર્ષ ધુણાવે ભક્તજન,
મુનિ જીવનનું હાર્દિક પ્રગટે તાનજો. હર્ષાવેગે૦ ૪

હીર વિજયજી શિષ્ય હીરલાસમ મુનિ,
લબ્ધિ વિજયજી કાવ્યામૃત રસ રેલજો;
તેમાં ઝીલી જીવો નિર્મલતા ધરે,
અનુભવ સુખની ધારે જીવા સહેલજો. હર્ષવિગે૦ ૫
પ્રભુ કાવ્ય મિષ કામણ ભક્તોપરકર્યું,
સ્તવન ગાઇને ભૂલે ભવનું ભાનજો;
બુદ્ધિ સાગર અનુભવી અનુભવ લહે,
પામે અવિચલ મંગલ માલા સ્થાનજો. હર્ષવિગે૦ ૬

ૐ શાન્તિઃ





# શુદ્ધિપત્રક.



| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૩ | મંગાલિક | માંગલિક |
| ૩ | ૩ | પ્રતાપ. | પ્રતાપરે; |
| ૩ | ૪ | સંતાપ. | સંતાણરે. |
| ૩ | ૬ | નંદ; | નંદરે; |
| ૩ | ૭ | સેવકા | સેવક |
| ૩ | ૧૬ | ઓળખ્યા | ઓળખ્યો |
| ૭ | ૧૨ | લદ્ધિ | લબ્ધિ |
| ૧૦ | ૪ | જય | જપ |
| ૧૧ | ૯ | શ્રેયાસપાચુ | શ્રેયસયાચુ |
| ૧૨ | ૧ | શ્રદ્ધેરેરે; | શ્રદ્ધેરે; |
| ૧૨ | ૭ | નેધિપામી; | નિધિપામી; |
| ૧૨ | ૧૫ | શ્રાવક્ક | શ્રાવક |
| ૧૩ | ૩ | નહીન | હીનહીન |
| ૧૩ | ૧૫ | અત્મારે, | આત્મારે, |
| ૧૪ | ૧૦ | પુણ્ય | પુણ્યે |
| ૧૫ | ૧૭ | અચલે | અચળ |
| ૧૭ | ૫ | શક્તિ | શક્તિ |
| ૧૮ | ૧૩ | સાળેબા | સાહેબા |
| ૧૯ | ૧૫ | સુની | મુની |
| ૨૦ | ૭ | જાગશરે, | જાગશેરે, |
| ૨૧ | ૨ | દુઃખન | દુઃખના |
| ૨૬ | ૧૪ | દ્રાવરં | દ્રાવડં |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭ | ૧૫ | તીરસ | તીરથ |
| ૨૭ | ૧૮ | ત્રુક | પૂર |
| ૩૦ | ૯ | સિદ્ધગિર | સિદ્ધગિરિ |
| ૩૦ | ૧૭ | તીકથ | તીરથ |
| ૩૧ | ૧૩ | અદિ | આદિ |
| ૩૧ | ૧૬ | આદ | આદિ |
| ૫૦ | ૩ | ૧ | ૦ |
| ૫૦ | ૪ | નર્મલ | નિર્મલ |
| ૫૩ | ૨ | વિદ્યત | વિદ્યુત |
| ૫૩ | ૧૭ | ૧ | ૦ |
| ૫૪ | ૧૦ | પદ ત્રુટક છે | શ્રી આદિ જીનંદા, આપ બિરાજો વિકાનેર મેં—ટેક૦ |
| ૫૫ | ૬ | નાશય | નાશક |
| ૫૮ | ૧૪ | નિરદોષારે, | નિર્દોષારે, |
| ૫૯ | ૭ | જગન | જગત |
| ૬૦ | ૯ | સર્મસુંરે | સમરશું રે, |
| ૭૯ | ૧૦ | અગીયાયારે; | અગીયારારે; |
| ૮૦ | ૧૬ | પ્રાણ જગપતિ. | જગપતિ પ્રાણ |
| ૮૧ | ૧૯ | ગુજરા | ગુજરાન |
| ૯૧ | ૧૪ | નિવારી | નિવારા |
| ૯૭ | ૪ | સ્તવનને | સ્તવને |

# જાહેર ખબર.



આ પુસ્તકમાં પરમોપકારી શ્રીતિર્થંકર મહારાજોનાં નામ આવેલાં છે. અને આવા પુસ્તકને જેમ તેમ જ્યાં ત્યાં રખડતાં મુકવાથી "જ્ઞાનાવર્ણીય" કર્મ બંધાય છે. જ્ઞાનવર્ણીય કર્મ બંધાવાથી અધોગતિ પ્રાપ્ત થાય છે. માટે યત્નાપૂર્વક જ્ઞાનની આશાતના ન થાય તેમ બહુ માનપૂર્વક સાચવી રાખીને પઠન પાઠન કરવું.

લી૦

શા. કાળીદાસ રાયચંદ નગોડકર.